શ્રી ગણેશાય નમઃ

શ્રી પુરૂષોત્તમાય નમઃ

## શ્રી પરમ ભક્ત મેલારામ કૃત

# કિર્તન માળા ભાગ ૧.

  

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી પરમ ભક્ત મેલારામ મુ. બોરસદ.

પોષ્ટ બોરસદ. (વાયા આણંદ) જી. ખેડા.



સંવત ૧૯૯૫. સને ૧૯૩૯

પ્રત ૧૦૦૦. કિં. ૦-૨-૦

બોરસદ પ્રિન્ટીંગ પ્રેસ-બોરસદમાં [illegible] ભાઈ [illegible]એ

પરમ ભક્ત મેલારામ માટે છાપ્યું. તા [illegible]

પૃષ્ઠ. અનુક્રમણીકા.

---

# પ્રાર્થના.



(સત્ય પ્રભુ સર્વંગી સાચા. સકલ સબ દીસે કાચા.)

—:(૦):—

હે

પ્રભુ

તમે એક છો,

અખંડ છો, વ્યાપક છો,

નિર્વિકાર છો, સર્વ આધાર છો,

સકળ વિશ્વના સ્વામી છો અને સર્વ

શક્તિમાન છો, તમે સર્વ ગુણોના નિધિ છો,

તમે દયાના સાગર છો, અને તમે અધમઓધ્ધારણછો,

તમારો મહીમા અગાધ છે, તમારૂં ડહાપણ અપાર છે,

તમે રાજાઓના રાજા છો, અને દેવોના પણ દેવ છો,

અને તમારી અકળગતીને કોઇ પાર પામી શકતું નથી,

હે મહા મંગળકારી અખંડ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ

પવિત્ર પિતા, મહાન્ ઇશ્વર તમારા અખંડ ગુણો ને

મોટાઇમાં અમારૂં મન લય કરવા માટે અને

તમારી સત્ય સેવા કરવાને ખાતર શુદ્ધ

અંતઃકરણના પ્રેમથી માનપૂર્વક

હજારો હજાર વાર

પ્રણામ કરીએ

છીએ.

## ભજન ૧ ઘોળ.

(રાગ-આવોને મારા રઢીયાળા રણછોડરે)

નારાયણ દેવનામ તમારૂ મોટું રે. ટેક
તમારા ચરણે વારી વારી લોટું રે
મધ્ય બોરસદમાં મંદીર તમારૂ મોટું રે. નારાયણ
સોના સણગારે પ્રભુજી સોભાવું રે
માથે મુગટ કાને કુંડલ વાકું મેલુ છોગુ રે નારાયણ
તમ દર્શને નિત નિત હતું આવું રે,
ગુલાબ ફુલને મોતીડે વધાવું રે. નારાયણ
અબીલ ગુલાલ ને કેશર સાથે લાવું રે,
તમ દયા કરો તો ભવસાગરથી છુટું રે. નારાયણ
તમ મંદીરે અખંડ આનંદ દેખુ રે,
નીમ ધારી નર નારી ટોળું દેખુ રે. નારાયણ
તમ દર્શનથી કોટીલાભો દેખું રે,
હરતાં ફરતાં બસ નારાયણ દેખું રે. નારાયણ
સર્વની પાસે નારાયણ હું દેખું રે,
હસ્તે મૂખે ચરણે તેને લોટુ રે. નારાયણ
નારાયણની સનમુખ ગરૂડ હું તો દેખુ રે,
આરતિ સમે અખંડ શોભા દેખુ રે. નારાયણ
મેલા રામ કહે મધ્યમાં મદીરમોટું રે
સતનારાયણ જડ ચૈતનમાં દેખું રે નારાયણ

### સાખી

સંત હમારી સાયબી, સતગુરૂનો ભંડાર
કૃપા કરો ગુરૂ દેવજી, જીતવો જમનો દ્વાર

### ભજન ૨ (રાગ-એકડે એક)

એકડે એક સતગુરુનો રાખો ટેક

મારા હરિજન આવોને ગુરૂ ધામમાં.

બગડ બે સતગુરુની બોલો જય. મારા
ત્રગડ ત્રણ ગંગાને જુમના નર્બ. મારા
ચોગડ ચાર કાશીને કે કેદાર. મારા
પાચડ પાંચ સાચાને નહિ આંચ. મારા
છગડ છો માયાનો મોટો બો, મારા
સાતડ સાત માયાની મુકો વાન. મારા
આઠડ આઠ માખણીઆં આરો ઘાટ. મારા
નવડ નવૌ સત્ ગુરૂને નમે સો મારા
એકડે મીડે દશ સત્ ગુરૂના બોલો જશ. મારા
એકાદશી વ્રત કરીએ ભવસાગર સેજે તરીએ. મારા
બારસે પારણું કીધાં સત્ ગુરુએ દર્શન દીધાં, મારા
તેરસે મારા તનમાં સત્ ગુરૂજી મારા મનમાં મારા
ચૌદશે તુળસી ચ્યારો ગુરૂ મંદારીયાં ઉગાડો મારા
પંદર તીથી ગાશે તેનો વૈકુંઠ વાસો થાશે. મારા
ગુરૂ હિમતરાંમ મળીયા, ભવ બંધન ફેરા ટળીયા. મારા

### સાખી

સત ગુરૂને સેવતાં પ્રેસીન્ત સગળાં જાય,
હંસ સાચો હોય તો, અવર આહાર ન ખાય.

### ભજન ૩ (રાગ) ઉપરનો.

બંધું બેનો સમજોતો અંત આવશે.
જરૂર જાવું પડશે, ભવ બંધ ફેરા પડશે, બંધું

કાયા, કાશી મોટું, સત્ ગુરૂ ચરણે લોટું. બંધુ
ભકિતનું લેવું ભાથું પ્રભુનુ નામ સાચુ. બંધુ
કર્મ કરેલું નડશે, જમડા આવી નડશે. બંધુ
ઓચીન્તુ આવશે અણુ અહી નહિ ઠેકાણું. બંધુ
કોઇ વનરાય હોય તો ગાજો, ભક્તિનો સ્વાદ ચાખો. બંધુ
મોત મરદ છે આખો, કાળ તમાચો ખાશો, બંધું
પ્રીત કરી ગુણ ગાશો, તો ભવસાગર તરી જશો. બંધુ
કાયા દેવળ કાચું, સંસારી સુખ કાચું. બંધું
આતમ ઉડી જાશે, નજરે નહિ દેખાશે. બંધું
વેગે વિશ્વંભર ગાઓ, ભવસાગર તરી જાઓ. બંધું
દાસ મેંલારામ કહે છે, સતગુરૂ ચરણે રહે છે. બંધું

## ભજન ૪ (રાગ ઉપરનો)

મનને વશ રાખો ભકિતનો સ્વાદ ચાખો.
બંધું એનો ભવસાગર તરવો સેલ છે.

ગરજ હોય તો ધાજો, નકર ચોગાસી જાજો. બંધું
ડાહ્યા થઈ સૌ માનો, સતગુરૂનો સંગ ઝાલો. બંધું
ભવસાગરમાં ડુબ્યા ભકિતનું ભાન ભુલ્યા, બંધું
માયામાં મનડું મોહ્યું, પ્રભુમાં ચીત ના પ્રોયું. બંધું
જટપટ તૈયાર થાજો, સત સંગતમાં જાજો. બંધું
સત્ સંગ મોટું નાવ, પ્રભુના ગુણ ગાવ. બંધું
હેતે હરિ ગુણ ગઇએ, તો ભવસાગર તરી જઇએ. બંધું
પરમાત્મા છે એક, મળવાની રાખો ટેક બંધું
મન પાપીને, પકડો, તેને જ્ઞાન સાંકળે જકડો, બંધું
જ્ઞાન ગંગામાં નાહશો, તો મહા પદમાં જાશો. બંધું

સતગુરૂજીનું કહેવુ માથે ચઢાવી લેવું. બંધું
સતગુરૂ જેના સાચા, અવીચળ તેની વાચા, બંધું
દાસ ભઇલાલ કહે છે, સતગુરૂ ચરણે રહે છે. બંધું

ભજન ૫ પુજા ધોળ

(રાગ-હું તો ગુરૂને સામૈએ સામી જઇશ)

મારે ઘેર ગુરૂજી પધારીયા, મારે હૈયે તો હરખ ન માય, મારે
હુંતો પુજા લાવું વીધ વીધ ભાતની, હું તો ગુરૂને વધાવા જાશ, મારે
હુંતો ચોખા પીળાવું રૂડા રંગમાં, સાથીયા પુરાવું આનંદ ભેર, મારે
હાર ગજરા લાવુ રે ભલીભાતના, કંકુ કેશર અબીલ ગુલાલ, મારે
મેં તો તન મન ધન સર્વે અર્પીયું, કોટી કોટી કરૂં છું પ્રણામ. મારે
ગુરૂ મેલારામના ચરણુમાં, દાસ ધનો નમાવે શીશ. મારે

ભજન ૬ ધોળ (રાગ-આંબો મોર્યોરે)

સખી આજે આનંદ માગ અંગમાં,
હું તો રમતી સાધુડાંના સંગમાં. સખી
હુંતો માતી માતી સાધુ સંગમાં,
મને રોળી છે રૂડા રંગમાં. સખી
મને ગુરૂજી મળીયા ઉપદેશી,
મને તાળી લાગી છે ગુરૂના સંગમાં. સખી
એવી દાસ ધનાની વિનંતી,
તમે આવો સંતોના સંગમાં. સખી

ભજન ૭ ધોળ (રાગ-સતગુરૂ સાય કરો)

સાચે દીલે સતગુરૂના ગુણ ગાયરે.
તેને સતગુરૂજી થાય છે સહાય રે. સાચે
મતી તો કાંઇના પહોંચે મારી રે,

સત્ગુરૂ મારા ભવજળથી લેજો તારી રે. સાચે
મને તો આશા નહિ બીજી કાંય રે,
સત્ગુરુ મારા આવીને ઝાલજો બાંય રે. સાચે
એવી દાસ ધનાની છે વાણી રે,
સંતો ભાઇ લેજો હ્રદેમાંહી જાણી રે. સાચે

ભજન ૮

(રાગ–ભજનનો પકડો ભાલો સંતો ભાઇ)

સત્ગુરૂ શબ્દનો ભાલો સંતોભાઇ મન મૃગલો મારો હોજી, મારા
આ કાયામાં કામ કથીલો બગાનો કરે છે ખાલો.
વાતો તો લોકોની કરવા ફરતો ભજનમાં પડતો આડો હોજી, મારા
હુપત માંનો ઉચો ઉડતો જાણે ફરે હુરાયો પાડો, મારા
ખટરસ ભોજન ભાણે જમતો એકાદશીમાં પડે આડો. મારા
કુંડાં કુંડા કર્મ કરતો એ પડવાનો ખાડો. મારા
મેલારામ કહે આવે હાથમાં જન્મની સજામા ઘાલો. મારા

ભજન ૯

(રાગ–ઉપરનો)

રામ ભજનમાં આવો મારા સંતો ભાઇરામ ભજનમાં આવો
કાટ કાઢીને કંચન લાવો, ગંગા જળમાં નાવો. મારા
તાલ તમાસા પડતા મુકી સતસંગતમાં આવો. મારા
કુડાંકુડાં કર્મ તજીને પરમારથી થાઓ. મારા
પરવતી કર્મ કરે છે, એની સંગે બાંધો દાવો. મારા
અવીચળ પદવી આવીને બેસો પ્રેમ મગનમાં માલો મારા
શ્રવણ કરીને મનન કરવું નહી તો ફેરો પડશે ઠાલો. મારા
મેલારામ કહે રામ ભજનથી અમરાપુરીમાં માલો. મારા

## ભજન ૧૦

(રાગ--ઉપરનો)

ધન્ય છે જશોદાનો લાલો મારા સંતો ભાઈ

ધન્ય છે જશોદાનો લાલો રે હોજી

ટચલી આંગળીએ પર્વત લઇ ગોકુળ ઉપર છાયો, મારા

માસીને મારી માવત બેલી ભોમીનો ભાર ઉતાર્યો, મારા

મોર મુગટ માથે મુકી પ્રેમીને રૂદીયે મહાલો, મારા

રત્નાગરથી રતન લઇને અમૃત પ્યાલો પાવો. મારા

આયુષ્ય દોરી તમારી હાથ ડુબતાં અમને ઝાલો, મારા

હીંમતરાંમ ચરણે કે મેંલારામ અમરાપુરમાં માલો, મારા

## ભજન ૧૦

(રાગ-શુરવીરની શમશેર સનમુખ જાકે લડો)

શુરવીર હોય તો સામે પુરેચઢો

મહાવીકરાળી મોહ તેથી પાછા ન પડો, શુરવીર

ગગન ગઢ ઉપર ગુપ્ત જોગી ત્યાં આશન બાંધીને પડો શુરવીર

અમર દીવડો હાથમાં લઇને સ્વર્ગની સીડીએ ચઢો શુરવીર

ડીકીટ સ્વર્ગની સલીંગ મળે છે જઈ અમર લોકમાં મળો શુરવીર

નવ દ્વાર નર્કના ભરીયા દશમા ઉપર ચઢો. શુરવીર

અથડામણુ અળગી મુકીને સંતોની સેવા કરો. શુરવીર

સારી સારી વાતો કરીને ભવસાગર નહીં તરો શુરવીર

સતગુરૂનો સાચો ચેલો ખડક લઈને ખડો, શુરવીર

પાછું તે પગલું ના મુકે ને કાયરથી શું ડરો, શુરવીર

હિંમતરામનો ચેલો મેંલારામ મનવા સાથે લડો શુરવીર

### ભજન ૧૨

(રાગ-ઉપરનો)

દેશી હોય તોરે દેશની વાતો કરો,
પરદેશની પ્રીત નવ કરો. દેશી
હીરેહીરો મળ્યો દેશી આમ નવો છે મે વાસી
ધુળનો ઢગલો ભરો; દેશી
માટીમાં માટી જવાની, ચૈતન પુરૂષ ખરો, દેશી
ચૈતન પુરૂષનું રૂપ ન જાણો ફોગટ ફેરો ફરો દેશી
વાતો ભવૈઇની કરતા ચોપડે કંઇ ન ભરો, દેશી
ભવસાગરની ભુલ ભુલવણીને જોગી તપસી હણો દેશી
જેમ સર્પ કંચુની તજે, તે પ્રમાણે પરહરો. દેશી
જેમ પોપટ પીંજર મધ્યે ચરે સારાં ફળો. દેશી
સોનાનું શોભીતું પીંજર હૈયે નીરાશા ભર્યો. દેશી
પાડા ઉપર પાણી ભરીને પખાલીતો ગયો, દેશી
હાથે કરીરે માગી લીધું પાડોશી તમે શું કરો, દેશી
હુ અજ્ઞાન હુ અપરાધી પ્રેમ પંથમાં ચઢો. દેશી
સતગુરૂ ચરણે કહે મેંલારાંમ ગુરુ હિંમતરામને મળો દેશી

### ભજન ૧૩ ધોળ

સીતારામ બોલો મારા વાલા નહીં તો
હાથે જવાના ઠાલા સીતારામ
નહીં પૈસો કે પાઇ જાણો જુઠી જગતની માયા જાણો સીતારામ
માટે તમે રામારામા કહેજો જમનો હાર જીતી લેજો, સીનારામ

પછી જો જુગમાં જોર જણાવો લ્યો અવસરનો લ્હાવો સીતારામ
દાસ મેલારામ હૃદયથી કહે છે સદગુરુ શરણે રહે છે સીતારામ

ભજન ૧૪ થાળ

(રાગ–અવીનાશી સ્વામીરે ભોવન પધારોને)

હળવે રહી જમવારે આવો અવીનાશી
પ્રેમીનાં ભોજનરે જમો બહુનામી. હળવે
સાકરને મસરીરે સેવો સારૂં છે,
દાડમને કેળાં રે વિદુરની ભાજી છે. હળવે
વડાંને વેડમીરે ત્રિકમ તાજી છે
મંદીરની મધ્યમાં રે થાળી રાખી છે. હળવે
હું કામીને ક્રોધીરે તમો બહુનામી છો,
અંતરમાં જોતાંરે તમો અવીનાશી છો હળવે
મેલારામ કહે છે રે આવોને અવીનાશી,
અપરાધના જોશો રે પુરૂષોત્તમ વનમાળી. હળવે

ભજન ૧૫ પુંજા

(રાગ–ગુરૂ આવો પ્રેમે કરૂં પુજા રે)

ગુરૂ પ્રેમ કરીને પધારો રે,
મુજ દાસરે મુજ દાસ પર દયા લાવો રે ગુરૂ
કંકુ કેશરનાં તીલક કરાવું રે
અણીશુધ રે અણીશુધ અક્ષત ઘણા લાવું રે ગુરૂ
હું તો આનંદનાં પુષ્પ મંગાવું રે
મારા હરખનારે મારા હરખના હાર ગુંથાવું રે ગુ·

મારા મનની તો ગાદી બીછાવું રે
મારા તનના રે મારા તનના તકીઆ મુકાવું રે ગુરૂ
ગુરૂ મેલારામને ચરણે રે
દાસ ધનો રે દાસ ધનો તો શીશ નમાવે રે ગુરૂ

## ભજન ૧૬ ગરબી

(રાગ–સદગુરૂ દેવજી રે મારી કરણી સામુ ના જોશો)

સદગુરૂ રાખજો રે મુજને તુમ ચરણુની માંય,
સદગુરૂ મારા સમર્થ સ્વામી દિન દયાળુ દેવા.
પ્રેમ કરીને પાયે લાગું કરૂં તમારી સેવા સદગુરૂ
સદગુરૂ મારા કૃપા સીંધુ દયા દીલમાં ધરજો
હું રે બાળક તમતણો છું શીશની વારે ચઢજો સદગુરૂ
તુમ સરણુથી મહાસુખ પામુ દુ:ખ જાય સબ નાસી સદગુરૂ
અડસઠ તીર્થ સતગુરૂને શરણે ગ ગા જુમનાં કાશી સદગુરૂ
સદગુરૂ મારા દયા કરીને મુજને લેજો તારી,
મેલારામનો શીશ ધનારામ કહે છે તે પોકારી સદગુરૂ

## ભજન ૧૭ ગરબી

(રાગ–આવજો આવજો આવજો)

ચાલજો ચાલજો ચાલજો તમે શુરવીર થઈને ચાલજો
ખોટી નિષ્ટનો ત્યાગ કરીને સત્ પ્રભુને સંભાળજો. તમે
પ કપટને કાઢી નાખીને સત મારગને ઝાલજો તમે
બ્દનો તોલ કરીને હ્રદય મંદીરમાં રાખજો. તમે
સ સત સમજાવ્યું સત સંગમાં નીત્ય મહાલજો તમે

## ભજન ૧૮ કીર્તન

મન આળસમાં તું ભુલે માટે દેવાળામાં ડુલે, મન
મનતું માંધા મુલનું હાટ શોધ તરવા કેરો ઘાટ, મન
મનતું અતિશે અજ્ઞાનમાં ઉંઘે તેથી ભુદરજી ને ભુલે મન
મનતું ચતુરસુ બહુ જાણુ શોધી કાઢને રત્નની ખાણુ મન
માટે મેઘારામ કહે છે મન સારૂને નઠારૂં રહે છે. મન

## ભજન ૧૯ (રાગ-ઉપરનો)

મન દીવો એને ઝીંણું કરીને જુએ. મન
મન હીરો એને એક દોરેથી જુએ મન
મન એક ખીલે બાંધો, તુટેલા તારને સાંધો મન
મન છે કાચું રે તુટીને સંધાતું રે મન
મન દશાને દમનારૂં તે થકી ફરનારૂં મન
મેઘારામ કહે છે. હિંમતરામ ચરણે રહે છે મન

## દુહો

શાણાતો સમજશો રાખો ભકિતને ભાવ
ગુરૂ ચેતન દાસ કહે ચેતજો ફરી નહી આવે આવો દાવ.

## ભજન ૨૦ પદ

(રાગ-કાચી આ ઘડી રે)

કાયા જવાની ખરી રે કાયા જવાની ખરી.
મનવા ભજી લે હરી રે કાયા જવાની ખરી
મનુષ્ય દેહ તો મોંઘોરે મળીયો ભાઈ મોંઘો રે મળીયો
આવ્યો લખ ચોરાશીનો ફેરો ફરી મનવા.

નિંદા પ્રપંચને તજી દોને ભાઈ રે તજી દોને ભાઈ
સાચા સતગુરૂ સેવે જાશો તરી મનવા.
સતસંગ જાજો સતગુરૂને સંભાળો ભાઈ સતગુરૂને સંભાળો
તેથી તો જમરાજા જાશે ડરી મનવા.
દાસ મેલારામ સાચું રે કહે છે ભાઈ સત્યરે કહે છે,
અવસર નહી મળે આવો ફરી. મનવા.

સાખી.

પોથી પઢ પઢ પંડિત મુએ આવે નહિ ભવનો પાર,
મેલારામ કહે એ ખરૂં આવો સદગુરુને દ્વાર

ભજન ૨૧ કીર્તન.

આ મનસા દેહનો લ્હાવો તમે હેતે હરી ગુણ ગાઓ, ટેક.
ચાર સાથે બાંધાનો દાવો જરુર ભક્ત જન થાઓ. આ મન.
જો નહિં બાંધો દાવો તો વાતો કરે નહિ ફવો આ મન.
જો કાઢો ચારનો કાટ તો દેખાશે હરીનો ઘાટ આ મન.
મેલારામ કહે છે સત્ગુરૂને ચરણે રહે છે. આ મન

ભજન ૨૨ કીર્તન

જીવ ઝોકાં ખાય ધન ધુળ ભેગું થાય રે જી.
પલપલ આવરદા જાય તેની મુર્ખને ગમ ના થાય રે હોજી જીવ.
સીંધુ નીર જુદુ ના દેખાય પ્રકાશે પ્રકાશે મળી જાયરે હોજી જીવ.
કેશ કાળાને ધોળા થાય તોય મન જુવાની દેખાય રે હોજી. જીવ.
કામ ભરેલો કોથળો રહેશે તોય જીભા એ જોર
જણાશે હોજી. જીવ.
કાચું પાકું ખાશે તોય ઠાકોર દેખાશે રે હોજી. જીવ.
કહે મેલારામ ગુરૂ ચરણે ભવદુ:ખ મટી જાય રે હોજી. જીવ.

## ભજન ૨૩ પદ.

રાગ—ગુરૂજી તમો વિના.

સંતો ભજન કરોરે ગુરૂ દેવનાં રેજી.
દુઃખ જન્મ મરણનાં જાય. સંતો.
સંતો ગુરૂ વિના દુજા દેવ ના મળે રેજી.
જેના તોલે ના આવે કોય. સંતો.
સંતો સતગુરૂ ગુણના સાગર છે રેજી
સહાય કરો ગુરૂદેવ સંતો.
એમ દાસ મેલારામ બોલીયા રેજી.
સેવો સતગુરૂ સંત. સંતો.

## ભજન ૨૪ કીર્તન

(રાગ—જગમાં જાણજો રે સતગુરૂ સેવા)

દયા લાવજો રે મારા દયાળુ છો દેવા,
અંતઃકરણમાં અવળું જાચું દયા રાખજો દેવા. દયા.
સદાય તમારી સેવા માગુ બીજું નથી મન લેવા દયા.
વાટે ઘાટે વિલંબ ના કરશો દયા દાન તો દેવા દયા.
મેલારામ કહે સત્ય પ્રભુની સેવા દયા.

## ભજન ૨૫ ગરબી

(રાગ-તમે ભોજન જમવા આવો રે)

અલબેલા અંતર જામીરે છેલ છબીલા,
વાલાજી તમે છોરે મથુરાંના વાસી,
તમો ગોકુળ ગયા નાસીરે છેલ છબીલા.

વાલાજી મારા જેણે પ્રેમથી ગુણ ગાયા,
તેની વારે તમે ધ યા રે છેલ છબીલા.
વાલાજી મારા પાપીને નાખ્યા છે મારી,
ભકતોને લીધા તારી રે છેલ છબીલા.
વાલાજી મારા દાસ મેલ઼ારામના સ્વામી;
સૌ સખીઓ આનંદ પામી રે છેલ છબીલા.

## સાખી

રામ નામકી તલાવડી તારા તરતર જાય
મુરખ બીચારા કયા કરે આરામાં ગોથાં ખાય

## ભજન ૨૬ કીર્તન

સંસાર એવી ચક્કી કે સર્વને નાખે પટકી,
અહંકારી અભીમાનીને જરૂર લીધા પટકી સંસાર.
હેત દયાળુ હરીનાદાસ ખીલે બેઠો અટકી સંસાર.
એ ચક્કીનાં સર્વે પીલાયા કોઈ સંત રહ્યા અટકી સંસાર.
મેલારામ કહે રામ આધારે ખીલાને ઓથે અટકી. સંસાર.

## ભજન ૨૭ ધુન

(રાગ–મનવા રામ ભજનમાં રહેના)

જુઠા જુઠી ના ઝાલો માળા

હરતાં ફરતાં મણકા ફેરવે જગ ધુતવાના ચાળા રે જુઠા.
જગતમાં ભગત નામ ધરેને કરે કર્મો કાળા રે જુઠા.
મેલારામ કહે સતગુરૂ ચરણે જમના ખાશો ભાલારે જુઠા.

### ભજન ૨૮ ધુન (રાગ-ઉપરનો)

મનવા રામ ભજનમાં રહેના હરી હરી ઓચરનારે   મનવા
પરથમ અવગુણ પોતાના પરહરવા ફરી બીજાને કહેનારે  મનવા
પારકા અવગુણ તજ નવ ગણવા પોતે પોતાના પરહરવારે
મનવા
કહે મેલારામ ગુરૂ પ્રતાપે સદાય મગનમાં રહેના રે મનવા

## સાખી

ભક્ત બીજ પલટે નહિ જુગ જાય અનંત
નીચ ઉંચ ઘેર અવતરે તો હી સંતકો સંત

### ભજન ૨૯

ગુરૂજી કેવા રે ગુરૂજી તીમીર ટાળે એવા રે
ગુરૂજી મારા ગંગા જુમના રેવા રે ગુરૂજી,
ગુરૂ ચરણમાં સુખ ઘણેરૂં જે માગે તે દેવા. ગુરૂજી.
ગુરૂ શરણમાં હું ગયો જ્ઞાન શબ્દ બાણુ લેવા. ગુરૂજી.
મેલારામ કહે ગુરૂને વચને અખંડ લહેરો લેવા. ગુરૂજી.

### ભજન ૩૦

## એક પુટી.

આત્મા. ચૈતન્ય.

## દ્વિ પુટી.

શિવ | શક્તિ,

# ત્રિપુટી.

| દેવ. | ગુણ. | શરીર | અંધારણ | નાડી | ચિન્હ | ભુવન |
|---|---|---|---|---|---|---|
| બ્રહ્મા | રજ | | વાત | ઇડા | આગ | સ્વર્ગ |
| વિષ્ણુ | સત્વ | | પિત્ત | પિંગલા | વડવાનળ | મૃત્યુ |
| શંકર | તમ | | કફ | સુષુમણા | જઠરાગ્નિ | પાતાળ |

| તાપ | પ્રાણ પ્રવાહ | રંગ |
|---|---|---|
| આધી | પુરક | રાતો |
| વ્યાધી | કુમ્ભક | પીળો |
| ઉપાધી | રેચક | વાદળી |

# ચતુષ્પુટી.

| વેદ | શરીર | યુગ | વર્ણ | આશ્રમ | અંતઃકરણ |
|---|---|---|---|---|---|
| રૂગ | સ્થુળ | સત્ય | બ્રાહ્મણ | બ્રહ્મચર્ય | મન |
| યજુર | સુક્ષ્મ | ત્રેતા | ક્ષત્રી | ગૃહસ્થ | બુદ્ધિ |
| શામ | કારણ | દ્વાપર | વૈશ્ય | વાનપ્રસ્થ | ચિત્ત |
| અથર્વ | મહાકારણ | કળીયુગ | શુદ્ર | સંન્યસ્થ | અહંકાર |

શરીર અવસ્થા

જાગ્રત

સ્વપ્ન

સુસુપ્તિ

તુર્યા

## પંચપુટી.

| તત્વ | પ્રાણ | કર્મેન્દ્રિ | જ્ઞાનેન્દ્રિય | વિષય |
|---|---|---|---|---|
| પૃથ્વી | અપાન | હાથ | નાક | ગંધ |
| જળ | પ્રાણ | પગ | કાન | શબ્દ |
| તેજ | ઉદાન | મ્હોં | જીભ | રસ |
| વાયુ | વ્યાન | ગુદા | આંખ | રૂપ |
| આકાશ | સમાન | ઉપસ્થ | ચામડી | સ્પર્શ |

| કોષ | કમળ |
|---|---|
| અંનમય | નાભિ |
| પ્રાણમય | હ્રુદય |
| મનોમય | મુખ |
| જ્ઞાનમય. | હસ્ત |
| વિજ્ઞાનમવ | પાદ |

## ષટપુટી.

| વિકાર | સ્વાદ | રૂતુ | ચક્ર | શાસ્ત્ર |
|---|---|---|---|---|
| કામ | ખાટો | શિશિર | આધાર | ન્યાય |
| ક્રોધ | ખારો | હેમંત | અધિષ્ઠાન | સાંખ્ય |
| લોભ | તીખો | વસંત | મણિપુર | યોગ |
| મોહ | તુરો | ગ્રિષ્મ | અનાહત | વૈશેષિક |
| મદ | કડવો | વર્ષા | વિશુદ્ધ | મિમાંસા |
| મત્સર | મીઠો | શરદ | જ્ઞાન | પાતાંજલી |

| દર્શન | કર્મ |
|---|---|
| જોગી | સ્નાન |
| જંગમ | સંધ્યા |
| સેવડા જૈન | જપ |
| સંન્યાસી | હોમ |
| બ્રાહ્મણ | પિતૃ તર્પણ |

## ચૌદ રત્નો

આ રત્નો સમુદ્ર મંથનથી નીકળેલાં.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| લક્ષ્મી | કૌસ્તુભ | પારીજાતક | સુરા | ધનવન્તરી |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ચંદ્રમા | કામદુર્ગા | અપ્સરા | સુર્યનો ઘોડો | અમૃત |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | |
| સારંગ | શંખ | વિષ | ઐરાવત. | |

## દસ દીશાઓ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|
| પુર્વ | પશ્ચિમ | ઉત્તર | દક્ષિણ | અગ્નિ | નૈઋત્ય | વાયવ્ય |
| ૮ | ૯ | ૧૦ | | | | |
| ઈશાન | આકાશ | પાતાળ. | | | | |

### ભજન ૩૧ ધોળ.

રાગ—નામ સુધારસ જે જન પીશે.

પ્રિતે પ્રભુના ગુણ જે જન ગાશે; ટેક.
તેનો વૈકુંઠ વાસો થાશે રે ગુણ.
રામના જશ રંક થઈ ગાશે,
ભવસાગર તરી જાશે રે. ગુણ.
અણુસમજુને સુજે રે થાશે,
જેમ દિપકે તીમીર જાશે રે. ગુણ.
જે જન ઉપર હરિ કૃપા થાશે,
તેની ચોરાશી મટી જાશે રે. ગુણ
સતગુરૂના ગુણ જે જન ગાશે,
તેનાં સઘળાં કારજ થાશે રે. ગુણ.
જોતાં વિશ્વંભર અળગા રે નથી,
પેલા દુરીજનથી દુર જાશે રે. ગુણ.
કહે મેલારામ અંતર ઉલ્લાસે,
પ્રભુ હું તો તમારો દાસ રે. ગુણ.

### ભજન ૩૨ કીર્તન.

રાગ—સમજણ વિનાનું સાધન છે પણ નકામું છે.

ભાવ વિનાનું ભોજન જમવું અટારૂં છે,
ભાવ વિનાનું ખાવું જમીને મુંઝાવું. ભાવ.
સાચાની સાથે જાવું સામે સાચું થાવું,
ભાવ વિના ના ખાવું ભાવનું કીર્તન ગાવું. ભાવ.

જો સંતના સંગમાં ફરીએ તો સેજે સુખીયા થઈએ,
જોગ જીતવો સાચો બાકીનો કાચો. ભાવ.
પ્રભુ ભાવ થકી છે રાજી ભલે પંડિત હોય કે કાજી,
પછી પંચાત મુકો ઝાઝી ભાવના પ્રભુ રાજી ભાવ.
મેલારામની વાત મારા સતગુરૂની આશ,
બીજી નથી પંચાત વેદ વેદાંતની વાત. ભાવ.

### ભજન ૩૩ કીર્તન.

રાગ

જે નર સતગુરૂના ગુણ ગાશે,
તે તો ભવસાગર તરી જાશે રે હોજી. જે નર.
જો વિશ્વાસ ના થાશે તો લખચોરાશી જાશો રેજી. જે નર.
રામનું નામ સાચું બાકીનું કાચું રે હોજી. જે નર.
સત નામ સાચું બાકી લક્ષણુંન આદુ રે હોજી જે નર.
સજાનું રાખો ભાતુ માનું સતગુરૂનુ સાચું રે હોજી. જે નર.
ગુરૂ હિંમતરામનું જ્ઞાન ઉંડે મેલારામ કહે સાન. જે નર.

## ધર્મ લક્ષણ ૧૦

(૧) ધૃતિ (ધીરજ), (૨) ક્ષમા, (૩) દમણ-દમન, (૪) અસ્તેય (ચોરી ન કરવી), (૫) શૌચ, (૬) ઇંદ્રિય નિગ્રહ, (૭) ધી (બુદ્ધિ), (૮) વિદ્યા, (૯) સત્ય (૧૦) અક્રોધ.

## અધર્મ લક્ષણ ૧૦

परद्रव्येष्यभिधानं मनसा निष्ट चिंतनं ।
वितथाभि निवेशश्च त्रिविधं कर्म मानसम् ॥
पारुष्य मनृतं चैव पैशुन्य चापि सर्वशः ।
असंवद्ध प्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधनं ॥
अदत्ताना मुपादानं हिंसा चैव विधानतः ।
परदारोप सेवाच शारीरं त्रिविधं स्मृतम् ॥

ભાવ ઉપરના અધર્મો ત્રણ પ્રકારે થઇ શકે છે.

૧ મનવડે—૧ પારકા દ્રવ્યની ઇચ્છા કરવી.
૨ કોઇપણ પ્રાણીનું ભુંડું ઇચ્છવું.
૩ અસત્યમાં સત્ય માની લેવું.

વાણીવડે— ૧ કોઇને દુઃખ થાય એવું બોલવું.
૨ જુઠું બોલવું.
૩ ચાડી કરવી.
૪ ખોટો ભરોસો આપવો.

કાયાવડે— ૧ અયોગ્ય કર્મ કરવું.
૨ કોઇપણ જીવને મારવો.
૩ પરસ્ત્રીનો સંગ કરવો.

એક શું-પ્રભુ, ગુરૂ, ધર્મ, માતા, પિતા, પૃથ્વી, ચંદ્ર.

બે શુ- આંખ, નાકનાં છિદ્રો, કાન, હાથ, પગ, દમ્પતિ.

સાત મુનિ ગૌતમ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, વસિષ્ટ, કશ્યપ,
અત્રિ અને જમદગ્નિ વિગેરે.

સાત સમુદ્ર-ઘૃત, દધિ, ક્ષીર, મધુ, ઈક્ષ, ક્ષાર, મિષ્ટ
(શુદ્ધ)

અષ્ટમ સિદ્ધિ-અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ,
પ્રાકામ્ય, ઈશિત્વ અને વસિત્વ.

આઠ દેવ-અપ, ધ્રુવ, સોમ, ધરા, અનિલ, અનલ, પ્રત્યુષ,
(વસુ) અને પ્રભાસ

નવ ગ્રહ-બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, બ્રહસ્પતિ, શનિ,
યુરેનસ, નેપચ્યુન અને ધુમકેતુ વિગેરે

નવધા ભક્તિ-શ્રવણુ, કીર્તન, સ્મરણુ, સંતસેવા, અર્ચન,
વંદન, દાસત્વ, સખા, આત્મનિવેદન વિગેરે.

આ ઉપરથી પ્રેમલક્ષણા ઉદ્દભવે છે.

નવ ખંડ-ભરતખંડ જમ્બુદ્વીપમાં આવ્યો છે અને તે
દ્વીપના નવ ભાગ યા ખંડ છે.

૧ ઈલાવૃત, ૨ કેતુમાલ, ૩ હિરણ્ય, ૪ કુરૂ, ૫ રમ્ય,
૬ ભદ્રાશ્વ, ૭ ભરત, ૮ કિન્નર, ૯ હરિવર્ષ.

# દેવ દર્શન મુર્તિઓ.

ભકિત માર્ગે વહન કરવામાં અને ભકત થવામા દેવ દર્શન એ એક અતિ ઉપયોગી સાધન છે. તે નીચેની હકીકત વાંચતાં સ્પષ્ટ જણાશે. મનુષ્યની સાર્થકતા ત્યારેજ થઈ કહેવાય, કે, તે પ્રભુમય બની રહે અને મરતી વખતે તેની તમામ વાસનાઓ દુનિયાની ક્ષણ ભંગુર છતાં મોહક વસ્તુઓથી વિરામ પામી પ્રભુ તરફ પાછી ફરેલી હોય. પોતાની પ્રિતી ઢોળવાની જગા પ્રભુજ છે એમ માન્યતા થઇ જાય, તો છેવટ ભાગમાં તે ભકત જન પ્રભુ મેળવવાને ખાતરજ પ્રભુને ભજતો થઈ જાય. અને પ્રીતિ પાત્ર માત્ર પ્રભુજ લાગવાથી વાસના દુનિયાના કોઇપણ પદાર્થ કે વ્યકિત તરફ આકર્ષાય નહીં તો તેણે આવા ગમન સફળ કર્યું કહેવાય. તદુપરાંત તેણે ભકિત કરી જાણી કે ભકત થયો એમ પણ કહેવાય છે. દરેક ભકત એકે જન્મે આ સ્થિતી મેળવવા ભાગ્યશાળી થઇ શકતો નથી. પણ માર્ગે પડનારને રસ્તામાં અનેક ભોમીયા મળી આવે છે, અને ન મળે તો ચક્રાવો ખાઇને પણ ઠેકાણું પડે છે, પુરુષાર્થ એટલુંજ કરવાનું કે કંટાળો ખાઇને કે કુસંગતી થતા માર્ગ બદલી નાખવો ન જોઈએ અશુભ કાર્ય સહેલાઇથી અને ઝટ થઈ શકે છે. અને શુભ કાર્યમાં હજારો વિઘ્ન નડે છે તેમ ભકિત માર્ગે વહન કરતાં અનેક વિઘ્નો આડે આવે છે. તેનાથી કંટાળી

પુરૂષાર્થ છોડી દેવું ન જોઇએ, ભગતના અને જગતના માર્ગ તો જુદાજ હોય. તેથી દુનિયાના રંગ કે દ્વેષાદીમાં રચીપચી રહેલા અભકત જનો તરફથી ભકિતમાર્ગે વહેનારને આરંભમાં ઘણી સતાવણીઓ થાય છે, અનેક મેંણાટાંણા મારી પાછા પાડી પોતાના જેવી પ્રપંચીક હાલત. ભોગવવાને અનેક યત્ન કરે છે. અનેક પ્રકારની લાલચો લાવી સામે ખડી કરે છે, આ સર્વ માટે ભક્ત થનારે બે પરવા રહી પોતાનું કાર્ય કરવાનું હોય છે. એવી એવી અડચણો વેઠતાં અંતર્યામી નીહાળે છે ત્યારેજ દ્રઢ રહેનાર ભકત પર પ્રસન્ન થઇ શરણું સ્વીકારે છે. ભકતીને ખાંડાની ધાર કહેવામાં આવે છે, તે એટલાજ માટે ભકિતનો માર્ગ દુનિયાની પ્રાપંચીક માર્ગથી કઠણ કહ્યો તે એટલાજ માટે આગળ વધીને વિચાર કરીએ તો દુનિયાના લોકો કે જેઓને પૂર્વ જન્મ સત્કર્મે સંસારમાં સહેજ અનુકુળતા હોય તેઓને કોઈ દેવ દર્શનાર્થે કે સત માર્ગે જનાર પર ટીકાની વૃષ્ટી વરસાવે છે. એતો ભાઈ કામ વધ્યું ? હવે તો ભગત થઈ ગયા, જરા ટીલા ચંદન કરી માળા લગાવી ઢોંગ કરતાં કંઇ શરમ આવે છે? વિગેરે વિગેરે કહેવા ઉપરાંત તેમના ભકિત માર્ગના કાર્યોમાં અનેક વિઘ્નો લાવી પાછા પાડવા યત્નો કરી નવાં અશુભ કર્મો બાંધે છે. એવા સમયે દ્રઢતાવાન ભકતો પાછા પડતા નથી. સદગુરૂઓ બચાવી પણ લે છે. અને ઉપર નીકળી જતાં યા સતાવનારાથી અલગ થઇ જતાં તે સતાવનાઓ માયામાં

સડનાર હોવાથી સદાના દુઃખી રહેતાં ઉપર ચઢેલા ને પગે પડે છે, અને તેને ભકતના હ્રુદય આશીર્વાદથી વધાવી લે છે.

**શ્રી સત્ગુરૂ મહારાજકી જે.**

હે પુરણ પુરૂષોતમ તમને અરજ કરૂં છું કે તમારા ગુણનો પાર આવે તેમ નથી. તેમ પુરા કોઇ ગાઇ શકે તેટલી શકિતવાળા નથી, માટે હે પ્રભુ હું અપરાધી પ્રાણી શું જાણી શકું. હું કંઇ મહાન કવી નથી, તેમજ હે પ્રભુ હું પંડીત નથી, તેમ તમારા ગુણો મુખથી ગાઇ શકું તેમ નથી. તમે અખીલ બ્રહ્માંડના કર્તા છો તમારો વિશ્વચરાચર। વાસ છે. તમે બહાર અને ભીંતર સરભર ભરેલા છો, મુગા પ્રાણીને બોલતો કરવો તે તમારૂં કામ છે. હે પ્રભુ તમારા વિના પાન પણ હાલી શકે તેમ નથી. તમે જગત કર્તા છો મારી તો કાંઇ મતી પહોંચે તેમ નથી. હે પ્રભુ જે કરો છો તે તમેજ કરો છો. તમે ભકતનો ઉદ્ધાર કરનાર છો તમે ધર્મનું સ્થાપન કરનાર છો પરમ ભકત મેલારામના સત્ પ્રભુ છો.

દ્રષ્ટાન્ત

## ચાર આંધળા અને હાથી.

એક રસ્તામાં ચાર આંધળા માણસો બેઠા હતા ત્યાં થઇને એક હાથી જતો હતો, હાથીને કોટે એક બોલતો મોટો ઘંટ હતો તેનો અવાજ સાંભળી આંધળા માણસો બોલ્યા કે આ શું જાય છે, ત્યારે હાથીની ઉપર બેઠેલો મહાવત

બોલ્યો કે ભાઇ આ હાથી જાય છે. ત્યારે આંધળા બોલ્યા કે હાથી કેવો હોય ત્યારે મહાવત બોલ્યો કે, તમારે હાથી જોવો છે? ત્યાંરે આંધળા ખુશ થઇ ગયા અને બોલ્યા કે આપ દયા કરીને બતાવો તો ઘણું સારૂં, હમો હાથીને જોઇને આનંદ પામીએ. ત્યારે મહાવતે કહ્યું કે તમને એકેકને વારાફરતી હાથી બતાવું કે તમો ચારે જણા આંધળા છો માટે તમને વારાફરતી હાથી બતાવું, એમ કહીને મહાવત હાથી ઉપરથી નીચે ઉતર્યો અને એક આંધળાનું કાંડુ ઝાલ્યું અને હાથીની સુંઢ ઝલાવીને કહ્યું કે ભાઈ આ હાથી છે, ત્યારે આંધળો ખુશી થઇને બોલ્યો કે આજ હાથી છે ત્યારે મહાવતે કહ્યુ કે એજ હાથી. પછી બીજા આંધળાને બોલાવ્યો તેને હાથીનો કાન ઝલાવ્યો અને કહ્યું કે જો ભાઇ આ હાથી ત્યારે આંધળો ખુશી થઇને બોલ્યો કે એજ હાથી છે ત્યારે મહાવતે કહ્યું કે હા ભાઈ એજ હાથી છે, ત્યારે તે આંધળો ઘણોજ ખુશી થઇ ગયો. પછી ત્રીજા આંધળાને હાથીને પગે વળગાડયો અને કહ્યું કે ભાઇ આ હાથી છે. ત્યારે આંધળો બોલ્યો કે એજ હાથી ત્યારે મહાવતે કહ્યું કે ભાઇ એજ હાથી છે,.આથી આંધળો ખુશી થઈ ગયો. ચોથા આંધળાને બોલાવ્યો અને તેને હાથીની ઉપર ચઢાવ્યો તે આંધળાએ તે હાથી ઉપર બધે ફરીને જોયું, અને હાથીને ઓળખ્યો કાન તથા પગ અને આખું શરીર પણ તે આંધળે ઓળખ્યું. પછી ખુશી થઈને નીચે ઉતર્યો મહાવતને સારો

આશીર્વાદ આપ્યો. પછી મહાવત હાથીને લઈ ચાલતો થયો પછી ચારે આંધળા ભેગા થયા, માંહોમાહે વાતો કરવા લાગ્યા કે હાથીનું સ્વરૂપ કેવું હોય. ત્યારે પહેલો આંધળો બોલ્યો કે ભાઈ હાથી તો સાંબેલા જેવો હોય, પછી કાન જોયો હતો તે બોલ્યો કે ભાઈ હાથી તેં બરાબર જોયો નથી. હાથી તો સુપડા જેવો હતો, ત્યારે ત્રીજો બોલી ઉઠયો, કે ભાઈ તમે બન્નેએ હાથી તો જોયો નથી હાથી તો થાંભલા જેવો હોય ત્યારે એ ત્રણેનું સાંભળીને ચોથો બોલ્યો કે ભાઈ તમે હાથી જોયો પણ આખું શરીર નથી જોયું હાથીને તું સાંબેલા જેવો કહે છે. તે હાથીની સુંઢ કહેવાય અને જે સુપડાના જેવો હાથી કહું છું તે તેનો કાન કહેવાય અને ત્રીજો થાંભલાં જેવો કહે છે તે હાથીનો પગ કહેવાય ત્યારે ત્રણે આંધળા એક મતમાં પડયા કે ભાઈ તેં કેવો જોયો તે કહે, ત્યારે ચોથે કહ્યું કે ભાઈ મેં તો આખા હાથીનું સ્વરૂપ જોયું. ત્યારે ત્રણે જણા ના પાડવા લાગ્યા કે તારૂં કહેવું બધું ખોટું છે. ત્યારે ચોથો સમજીને બેસી રહ્યો તેમ ત્રીગુણી માયામાં ઢંકાએલો આત્મા આંધળા અંતઃકરણે શું જોઇ શકે. જયારે સદગુરૂનું જ્ઞાન થાય અને અંતઃકરણ ઉઘડી જાય ત્યારે પ્રભુ દેખાય છે. જ્ઞાન વીનાના આપણે આંધળા છીએ, અને પ્રેમ વીનાનું બાદલું છે જ્ઞાન અને પ્રેમ તે બન્ને સાથેજ જોઈએ, તો મહાપદ મળી શકે.

શ્રી સતગુરૂ દેવ મહારાજકી જય

## દ્રષ્ટાંત.

## ભમરો અને ગુગો.

એક ભમરો હતો તે બાગમાં જતો હતો તે રસ્તામાં એક ગુગો છાણનો લખોટો ફેરવતો હતો. તેને જોઇ ભમરે વિચાર કર્યો કે આ મારા સ્વરૂપી ભમરો છાણ કેમ ફેરવે છે, તે અજ્ઞાની છે. લાવ હું તેને સમજાવું એમ કહીને ગુગાજી પાસે જઇને બેઠો. ગુગાને પુછે છે, કે ભાઈ આ તું શું કરે છે. ત્યારે ગુગો બોલ્યો કે ભાઈ હું મારૂં કામ કરૂં છું. ત્યારે ભમરો બોલ્યો કે આ કામ આપણું નથી. આપણે તો સારા સારા પુષ્પની હવા લેવાવાળા, બાગ-બગીચામાં ફરવાવાળા, ગુલાબ, મોગરો, ચંપો, કસ્તુરી એવા ઉત્તમ વૃક્ષોની હવા લેવાવાળા. તું આ છાંણનો લખોટો મુકી દે. ચાલ હું તને બાગ બતાવું, તેમ હું તને સારી હવા લેવડાવું. ત્યારે ગુગાએ મનમાં વિચાર કર્યો કે, લાવ હું જાઉં તો ખરો ભમરાની સાથે ગુગો તૈયાર થયો. ઉડતી વખતે તેણે છાંણ માટીની નાની બારીક ગોળી બે બનાવી તે બન્ને પાંખમાં એક એક રાખી. ભમરા સાથે ઉડયો પણ તે ગોળીઓ પડી જાય નહિ તેમ રાખી ભમરો આગળ છે. ગુગો પાછળ છે ગુલાબના વૃક્ષના બાગમાં ગયા ત્યાં ગુગાને દરેક વૃક્ષ ઉપર ફેરવ્યો. ગુલાબ, મોગરો, ચંપો, તમામ ફુલની ભમરે સુગંધ લેવરાવી પછી શાંતિથી ઠંડી હવાનું

સ્થળ જોઈ બન્ને જણ બેઠા. ત્યારે ભમરો ગુગાને પુછે છે કે કેમ ભાઈ મારો દેશ કેવો છે. મારા દેશની હવા કેવી છે. આ વૃક્ષોની સુગંધ તને કેવી આવી કઈ કઇ જાતનાં ફુલ તેં સુંઘ્યાં. તને મજા પડી કે નહિ. ત્યારે ગુગો બોલ્યો કે હે ભાઈ! મને તો મારા દેશ જેવું ને જેવુજ જણાય છે. તેમ તારા વૃક્ષોની કે ફુલોની મને કંઇપણ સમજણ પડતી નથી. ત્યારે ભમરો શોકસાગરમાં ડુબ્યો કે હવે આનો શો ઈલાજ. ત્યારે ભમરાએ ઉત્તમ વિચાર કર્યો કે આની પાસે છાણ માટોડી હોવી જોઇએ. ચાલ બીજો દેશ બતાવું. બન્ને ત્યાંથી ચાલ્યા સુંદર સરોવર હતું. તે સરોવરની અંદર કમળ હતું પછી ભમરાએ વિચાર કર્યો કે પહેલો આ ગુગાનો તપાસ કરૂં કે ભાઇ તારી પાંખો ઉંચી કર ત્યારે ગુગાએ વિચાર કર્યો કે છાંણની ગોળી નીચે પડી જશે તો હું શું ખાઇશ પછી તે ભમરાને કહે છે કે ભાઇ મારી બંને પાંખોમાં છાંણ માટોડીની બે ગોળીઓ છે. તે પડી જશે તો હું શું ખાઇશ. ત્યારે ભમરો બોલ્યો કે હે અંધ ગુગા તું ગોળી પડી જવા દે અને આ નિર્મળ નીરમાં નાહી ને સ્વચ્છ થઈ જા પછી ગુગાએ ગોળીઓ નાખી દીધી. નાહી ધોઇને સ્વચ્છ થઇ ગયો. પછી ભમરા સાથે ઉડયો. ભમરાએ તેને લઇ જઇને કમળના ફુલની ઉત્તમ હવા આપી. તે નિંદ્રાને આધીન થઇ ગયો. ભમરાને વાર લાગવાથી વખત વીતી ગયો તે વખતના પ્રમાણમાં કમળનું ફુલ બીડાઇ ગયું

નીકળે તેમ ભકિતનું દોહન હૃદયમાં લાવવું શુદ્ધ પાત્ર હોય તોજ ઠરે પાત્ર વિના ઠરે નહિ.

દ્રષ્ટાન્ત

## સીંહ અને હાથી વિષે

એક સિંહણ હતી, તે ડુંગરની ગુફામાં રસ્તા નજીકમાં તેણે એક સિંહનો જન્મ આપ્યો હતો, ત્યાં થઈને એક ગજરાજ એટલે હાથી જતો હતો. તેમ હાથીની માતા હાથીની સાથે આગળ ચાલતી હતી અને હાથી પાછળ ચાલતા હતો. ત્યારે હાથણીને જોઇને સીંહણ બોલી તેને તે સારી ઉપમા આપે છે.

દુહો.

ધન્ય છે તુજ હાથણી તારી કુખે પાકે ગજરાય,
સેરીએ ચાલે મલપતો જાણે રાવણીઓ રજપુત.

ત્યારે તે સાંભળી અને ધાવતે ધાવતે વછુટી છ માસનો સીંહ બોલ્યો કે મા એના વખાણ કરૂં છું ત્યારે તું મારા વખાણ કરને, ત્યારે હાથણી બોલી કે તારે શું કામ છે, ત્યારે સીંહ ગુસ્સે થયો, તેણે તેની માના મોંઢામાં બે તમાચો ઝાપટી અને કહ્યું કે એ ગજરાજને કહે કે મારી સાથે લડવાને તૈયાર થાય, તે હાથણીએ સાંભળ્યું અને પોતાના પુત્ર ગજરાજને કહે છે કે છ માસનું બાળક તને શું કરશે, હજી તો તેના મોંમાં દુધ છે, તેની સામે લડવાથી

ત્યારે હાથી બોલ્યો કે મા એ વાત જવા દે પછી હાથી લડયો. તેને સીંહે મારી નાખ્યો.

## સાખી

હંસા કહાંતક ભૂખે મરી જાય, અવળ આહાર ના ખાય.
સીંહ ઘાસ કધુના ભરખે છલંગ ખાલી ના જાય.
તેમ પરમાત્માના પરમ ભક્ત સીંહના સ્વરૂપમાંજ પ્રભુને મેળવ્યા સિવાય રહેજ કેમ.

### શ્રી સત્‌ગુરૂ મહારાજકી જે.

### ધોળ

(રાગ–સંત સમાગમ ભૂલશો ના ભાઇ.
આજ સખી મેંતો સતસંગ કીધો.
પ્રેમ કરીને પ્રભુ રસ પીધો.
લાખેણો આજ લ્હાવો મેંતો લીધો.
તે માટે આવો સતસંગમાં રે. ટેક
સતગુરૂ જેને સાચા રે મળીયા,
તેના તો સર્વે શંસય ટળીયા,
જન્મ મરણના ફેરારે ટળીયા. તે માટે.
કુડાં કરમને કાઢીરે નાખો,
સંતોના શબ્દ રૂદેમાંહી રાખો.
અમ્રીત મેવા નીશદીન ચાખો. તે માટે.
સતસંગ જાજો હરી ગુણ ગાજો,
આવે તેને તો સાથે તેડી જાજો,
પીવે તો પ્રેમે હરીરસ પાજો. તે માટે

મનનો તો રોગ કોઇને જો વ્યાપે,
સતગુરૂ તેની બુટીરે આપે,
કોટીક કર્મનાં તો બંધન કાપે. તે માટે
ગુરૂ મેલારામ સત રે કહે છે,
સેવકના તો મનમાં રહે છે,
દાસ ધનો ગુરૂને ચરણે નમે છે. તે માટે

સાખીઓ

અજ્ઞાનમાં ઉંઘી ગયો, જગાડો ગુરૂ દેવ.
મેલારામ કહે સત્પ્રભુ, હું કરૂં તમારી સેવ.

સાખી

અજ્ઞાની અથડાય ઘણો, જ્ઞાનીને હૃદયે હોય,
મેલારામ કહે એ ખરૂં, સહાય કરો ગુરૂદેવ

સાખી

જાણી જોગની જુકિત, જુઠો ભાસે સંસાર,
વેગે વહેલા આવજો, હે પ્રભુ લાગુ તમને પાય

સાખી

હલકી જેની ઓઝરી બોલે કઠણ વચન,
મેલારામ કહે નિર્લજ પ્રાણી લાગે નહિ દુજો રંગ.

સાખી

અખીલ ભોવનમાં આપ છો વિશ્વપતિ કીરતાર
મેલારામ કહે માનજો સતસંગ વિના ના સમજાય

સાખી

શબ્દ ન માને સંતકો, જ્યાં ત્યાં અથડાય
હરામખોર એ હીઝડો હાથે ઉંધો થાય.

સાખી

હીઝડો ઝાલે હથીયાર શું રણમાં ચઢનાર
મેલારામ કહે માનજો નહિ કાયરનું કામ

સાખી

પીંડ પડે તો પડવાદે સામે પુરે ઘાવ
મેલારામ કહે માનજો ચુકે નહી આવો દાવ

સાખી

અવસર આવ્યો એ ખરો પ્રીતે ગુણ જો ગાય
મેલારામ કહે માનજો કરે કીડકો ભંગ

સાખી

મહા પ્રલયથી ઉગરો સેવો સતગુરૂ દેવ
મેલારામ કહે માનજો કરો સંતકી સેવ.

સાખી

સત્ સર્વંગી બોલીએ વીના વિવેક બકવાદ
મેલારામ કહે માનજો આવો સંતને હાટ

સાખી

જેને જેવું જે ગમે સન્મુખ શુરો થાય
સતગુરૂ વચન શીર ધરે રૂદે ઘણો હરખાય

શ્રી સતગુરૂ દેવકી જય.

દ્રષ્ટાન્ત.

## પોપાંબાઈ

એક પોપાંબાઈ કરીને ભંગડી (શુદ્રાણી) હતી, તેની ઉંમર પાંચ વર્ષની હતી. તે એની માની સાથે ગામમાં જતી હતી. ત્યારે તેજ ગામમાં એક રજપુત દેવલોક પામેલો હતો. તેના સ્મશાનમાં ઘણા માણસો નીકળેલા હતા, તેની પત્ની સતી હતી, તે તેના પતીની ચીત્તામાં બળવા તૈયાર થવા આવી હતી. તે જગાએ ઢોલ નોબત શરૂંગી, જયનાદો થતા હતા તે આ પોપાંએ સાંભળ્યું, કે મા આ શું થાય છે, ત્યારે તેની માએ કહ્યું કે રજપુતાણી તેના પતીની પાછળ સતી થાય છે' ત્યારે પોપાં બોલી કે મા પાછી વળ મારે સતી થવું છે, ત્યારે તેની મા કહે છે કે છાની માની કેડેકેડે આવ તેથી પોપાં રીસાઇને નીચે બેસી ગઇ કે મને સત ચઢયું છે. ત્યારે તેની મા ગુસ્સે થઈ કે ચાલ તેની ચીતામાં તને લઈ જાઉં. એથી કરીને બંને જણુ ત્યાંથી ચાલ્યાં તે સ્મશાન ચીતા હતી ત્યાં ગયાં એટલે છેટેથી પોપાંએ પુછયું કે મા આ ભડકા શાના દેખાય છે, ત્યારે તેની મા બોલી કે સતી થાય તેને તેની અંદર પેસવાનું. ત્યારે પોપાં ધ્રુજી ઉઠી અને બોલી કે મા પાછી વળ મારૂં સત ઉતરી ગયું છે.

# સિદ્ધાન્ત.

તેમ હલકા માણસથી નીચી વૃતીઓવાળાથી ઉત્તમ કામ થઇ શકે નહિ. જેનું પુર્વેનું પુન્ય તેનું સત્ય કર્મ પ્રગટ થાય તો તેને સતકર્મ સુજે તેમ પોપાંબાઈની પેઠે ખાલી વાતો કરે ડોળ ડીંમક કરે પ્રભુ મળે તેમ નથી. પ્રભુ પદ મેળવવું. શુદ્ધ સ્વરૂપમાં જાવું ચૈતનથી મહા ચૈતનમાં જાવું. તે સત્પુરુષનું કામ છે, અથવા સત વસ્તુનું કામ છે.

**શ્રી સતગુરૂ મહારાજકી જય.**

## ગરબી

(રાગ–વા઼રૂ કરવા વિઠલ વેગે વહેલા આવજો રે.)

દાસ જાણી વેગે વહેલા આવજો રે, ટેક
તારા નામનું નાણું મારા રૂદીયે રે,
વાલા જો જો ને વાયદા વીતાવતા રે દાસ
મારે એક તમારો આશરો રે,
નેડો લાગ્યો વીઠલ તારા નામનો રે, દાસ.
સર્વની દોરી તમારા હાથમાં રે,
બીજો કોણ રહેશે મારી સાથમાં રે. દાસ.
જેમ જલ વીના તલખે માછલી રે,
તેમ તમ વિના કાયા બાદલી રે. દાસ.
જેમ ચંદ્રનો નેહ ચકોરને રે,
તેમ બીરદ વિચારી વહેલા આવજો રે દાસ.

દાસ મેલારામની વ્હારે આવજો રે,
ગુરૂ હિમતરામનો આશરો રે. દાસ

ધોળ.

રાગ—ધન્ય ધન્ય ગુરૂ મહારાજ.

ધન્ય ધન્ય બોરસદ ગામ સુંદીર સારૂં રે.
તેમાં સત્ય પ્રભુનું ધામ વધવાલા ન્યારૂં રે,
મહાત્મા શ્રી મેલારામ નામ આપ્યું રે.
જે શરણે આવ્યા જીવ અભે પદ આપ્યું રે. ધન્ય.
ગામથી ઉગમણા દ્વાર પ્રભુઠામ પ્યારૂં રે,
પાસે દાવેલ સુંદર ગામ બન્યું છે પ્યારૂં રે. ધન્ય.
હરે મેલારામ મહારાજ નિસ્વાર્થી પુરા રે,
કોઇની પાસે ન માગ્યું ધન જ્ઞાનમાં પુરા રે. ધન્ય.
હરે સતગુરૂ મહારાજ શાન્તિમાં પુરા રે,
હરે સતગુરૂ મહારાજ પુરણ પદ પામ્યા રે. ધન્ય.
ધર્મિષ્ટ નરને નાર બોરસદમાંહી રે,
ભાવથી ભજન કીર્તન થાય છે ત્યાંહી રે. ધન્ય.
કહે દાસ ભાઇલાલ ગુરૂ પ્રતાપે રે,
દાસ જાણીને પ્રભુ ભક્તિ આપો રે. ધન્ય.

શ્રી સતગુરૂ મેલારામ મહારાજકી જય.

ગરબી.

રાગ—માન સખી મારૂં રે.

આવ સખી મારી રે આનંદની વાત આજ કહું છુ,

હું તો વાલાને વિશ્વાસે રહું છું;
હું તો મનમાં મંગળ ગાઉં છું,
હું તો તાળી હાથોહાથ લઉં છું. આવ સખી.
હું તો સરખી સાહેલીઓમાં જાઉં છું,
હું તો મુખે ગોવિંદ ગુણ ગાઉં છું;
હું તો રાત દીન વેરાગમાં રહું છું,
હું તો સીતારામ સીતારામ કહું છું આવ સખી.
હું તો સંતોના સંગમાં રહું છું,
હું તો વહેલી વેરાગણ થાઉં છું;
હું તો વાતો વેરાગની ગાઉં છું,
હું તો હરદમ આનંદમાં રહું છું. આવ સખી
હું તો પ્રભુ મંદિરમાં જઉં છું,
હું તો પિયુજીને પલ પલ કહું છું;
હું તો કરી દર્શનને સુખી રહું છું,
કહે મેલારામ સદા મગનમાં રહું છું. આવ સખી.

ગરબી.

રાગ—ઉપરનો.

જોને સખી મારી રે પ્રભુ મળ્યા મને વાટમાં-ટેક.
ઘણી ગાયો હતી વાલા પાસમાં,
ઘણી ગોપી દીઠી તેમની સાથમાં;
ઘણી વેણ વગાડી વાલે તાલમાં, જોને સખી.

ઘણી સીતળતાની એન વાંસળી,
ઘણી મોહક લાગે છે મીઠડી;
ઘણી સુંદરને શોભા ઘણી,
ઘણી મધુરને સ્વાદે ભરી. જોને સખી.
ઘણી વાગે તેથી ઢળી પડી,
ઘણી વગાડીને સંભાળ કરી;
ઘણી ગોવિંદજીએ ખરી કરી.
ઘણી શોભા વાલે મારે કરી. જોને સખી.
ઘણી રસવાળી ને તીખી ઘણી,
ઘણી વારે મેં તો વિનતી કરી;
ઘણી વેળાએ વાલે સાંન કરી,
ઘણી મેલારામને રૂડીયે મળી. જોને સખી

ગરબી

(રાગ–ઉપરનો)

કહું સખી મારીરે પ્રભુ પ્રીતિમાં આવશે ટેક
તેમાં વિશ્વ વિશ્વંભર આવશે
કંઈક પુર્વેનું પુણ્ય જગાવશે
વાલો પ્રેમ વેરાગે વહેલા આવશે. કહુ સખી
જેમ લોભીને ખોવાયુ ધન જડે
તેને દેખીને હરખે ભરે
તેમ વાલો પ્રભુજી આવશે
આવી ઉર સંગાતે દાબશે કહુ સખી

પ્રભુ નામનો નેહ તો રાખશે
મારે જોઈએ તે આપશે
મારૂં પુર્વનું દેવાળવું કાપશે
મને તેના ચરણમાં રાખશે  કહુ સખી
વાલા વિના સુની લાગે રાતડી
મને બીજી વાતો લાગે બાદલી
મેલારામને જે વસ્તુ જડી
હું તો ગુરૂ ચરણમાં ઢળી પડી  કહુ સખી

ગરબી.

રાગ—સતગુરુ અરજી રે.

સત્ગુરૂ સેવ્યાથી સુખ સો પામશો,
જન્મ મરણનાં દુઃખ સર્વે જાય જો.  સતગુરૂ.
ત્રીવીધીના તાપ સર્વે ટાળશે
શીતળતા આપીને કરશે સહાય જો.  સતગુરૂ.
તોડી દેશે કર્મ કેરા બંધ જો
માટે સેવો સતગુરૂ સંત જો.  સતગુરૂ.
પુરણ પદનો સમજે કોઇ જન સાર જો
ઉતરી જાશે ભવસાગરની પાર જો.  સતગુરૂ.
જીલ્લે ખેડા તાલુકે બોરસદ ગામ જો.
વહેવાલે તેમનો છે મુકામ જો.  સતગુરૂ.
ગુરૂ મેલારામનો મળીયો સાથ જો,
દાસ ધનો કહે લાગ્યો મુજને રંગ જો.  સતગુરૂ.

## સાખી

ધન્ય ભુમી ધન્ય ગામને ધન્ય છે માળવા દેશ
ત્યાં તો અખંડ આનંદ ઓચ્છવ થાય,
ચાલને મીઠી માળવે જઇએ
એક પ્યાલી રસ ગુરુજીએ પાયો મને
કંટક તારા પ્રેમનો વાગ્યો રૂદીયા માંહી.
ચાલ રે મીઠી માળવે જઇએ માળવે ઝાઝાં માન.

## સાખી

વણ વિચાર્યું જે કરે પાછળથી પસ્તાય
એક વચને કારણે, રામ ગયા વન વાસ.

## સાખી

માળીને શી છારી ગોલાને શી ગાય,
મોચીને શી કુતરી શેટાં વીણી જાય.

ઘોળ.

રાગ—આજ સખી હું તો આનંદ પામી.

ગુરૂ ગમ ગોળી રૂદીયામાં વાગી. ટેક.
તેની ભ્રમણા ભાગી રે, ગોળી.
ભવની ભુલવણી સતગુરૂએ ભાગી,
યાહી ભોવન પર જાગી રે. ગોળી.
શુ સુમણા નારી સેજેથી જાગી,
હીરદામાં હરી જોવા લાગી રે. ગોળી.

પાસે પીયુજીને બોલાવવા ન્હાતી,
મનમાં ફરે મહા મહાતી રે. ગોળી.
કહે મેલારામ વાગેથી જાગી,
હવે રહી છું હું તો દાસી રે. ગોળી.

——(૭)——

શ્રી ગણેશાય નમઃ

# માત પિતાના પરમ ભક્ત શ્રવણ કુમારનું આખ્યાન.



શ્રવણના પિતાનું નામ સંતવંતદેવ માતાનું નામ જ્ઞાનદેવી હતું. આ બંનેની ઉંમર વૃદ્ધ થવા આવેલી હતી પરંતુ તેમને કંઈપણ સંતાન ન હતું. તેમણે વિચાર કર્યો કે હવે આપણે વૃદ્ધ થવા આવ્યાં છીએ. હવે શું કરવું. તેની તેમને ચિન્તા થવા લાગી તેથી તેમણે એક મહાત્માની સેવા કરવા માંડી આ મહાત્મા દેવ હતા. તે પોતે એક દેવળની અંદર રહેતા હતા, દેવળ ઘણું સારૂં હતું. તેની અંદર કોઇ મુર્તિ દેવના જેવી હતી. ત્યાં આ મહાત્મા રહેતા તેમની આ બંને જણ સેવા કરવા લાગ્યાં. ત્યારે મહાત્મા કહે છે કે તમોએ સેવા સારી કરી છે. માટે તમો જે માગો તે આપું ત્યારે જ્ઞાનદેવી બોલી કે મહારાજ અમને એક

પુત્રની આશા છે. ફક્ત એટલીજ હમારી માગણી છે ત્યારે મહાત્માએ કહ્યું કે તમારે એક પુત્ર થશે પરંતુ તેનો જન્મ થયા પછી તમો આંધળા થઈ જશો માટે પુત્રની આશા જવા દો. ત્યારે બંને બોલ્યાં કે હમે આંધળાં થઈએ તેનો વાંધો નથી પણ હમને એક પુત્ર થાય એવું વરદાન આપો ત્યારે તે મહાત્મા બોલ્યા કે જાવ તમારે એક પુત્ર થશે, તથાસ્તુ કહીને મહાત્મા અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી જ્ઞાનદેવીને પુત્રનો ગર્ભ વાસ થયો અને પછી એક પુત્રનો જન્મ આપ્યો તેનું નામ શ્રવણ પાડયું. તેનું કારણ એવું હતું કે સમુદ્રના રેતમાં આનો જન્મ હોવાથી તેનું નામ શ્રવણ પાડયું. તે તેમને શ્રવણ કહીને બોલાવવા લાગ્યા.

### રાગ સાખી

પાંચ વરસનો શ્રવણ થયો, લઈ પાટીને ભણવા ગયો.
ભણી ભણીને નવ લક્ષણો થયો.

### સાખી

પરણ્યો સકલવંત નાર; માતા પિતા અંધ થયાં તેની કોણ કરશે સાર.

---

ત્યારે શ્રવણ પોતાની સ્રીને પોતાને ઘેર તેડી લાવ્યો. ત્યારે શ્રવણની સ્રી શ્રવણને કહે છે, કે તમારાં માતાપિતા અંધ છે. તેનું શું કરવું, ત્યારે શ્રવણ બોલ્યો કે હે સ્રી

એમનું એકપણ વચન ખાલી જાય નહિ. તેમની સારી રીતે સેવા કરવી, ત્યારે શ્રવણની સ્ત્રી શ્રવણને કહે છે કે તે તો મને નહિ ગમે.

### સાખી

ઘરમાં કુવો ને આંગણે બારણે મોટી વાવ
તેમને નાખો કુવામાં તો સર્વે વાતે સુખી થાય.

### સાખી

ત્યારે શ્રવણ બોલીયા કે તમે તમારે જાવ
માતપિતા મારાં છે તે મુજથી વિખુટાં ના જાય.

### સાખી

ત્યારે શ્રવણની સ્ત્રી બોલી તમને સોંપી સેવાય
ત્યાંથી નારી નીકળી પોતાને પીયેર જાય

---

ત્યારે શ્રવણ કહે છે કે ચાલો હું તમને સુખેથી મુકવા આવું, ત્યારે શ્રવણને તેની સ્ત્રી બંને ચાલ્યાં, સરવણ કહે છે કે હું મારાં માતપિતાને જાત્રા કરાવી રહીશ ત્યાર પછી તમને તેડવા આવીશ, ત્યારે શ્રવણની સ્ત્રી રીસમાં ને રીસમાં કહેવા લાગી કે, બાપ તમારાં માબાપ છે. તે ભલે બંને કાવડ લઇને અડસઠ તીર્થ ફરો. તોય મારે શું છે; ત્યારે સરવણ બોલ્યો કે ભલે તેમ કરીશું. એટલામાં શ્રવણના સાસરાનું ઘર આવ્યું એટલે શ્રવણ પોતાના સાસરાને ઘેર જઈને બેઠો, પછી તે પોતાના સાસરાને કહે છે.

## સાખી

હો સસરાજી તમારી દીકરી, તેના ગુણુનો ન આવે પાર
શું હું તમને કહું એ છે અવગુણનો ભંડાર

## સાખી

રહો જમાઈ તમે રહેતા જાવ દિકરીના અવગુણ કહેતા જાવ
તમારી દીકરીની એવી કળા જાણે છાજને નવે વળા.

---

એમ કહી સરવણ ત્યાંથી ઉઠીને ચાલતો થયો, અને સરવણ પોતે વિચાર કરે છે, વિચારમાંને વિચારમાં શ્રવણને કાંઈપણ સુજ પડી નહિ. રસ્તાની અંદર એક ઝાડ નીચે બેઠો, અને વિચાર કરે છે, કે હે પ્રભુ હવે મારે શું કરવું તેટલામાં એક મહાત્મા આવ્યા મહાત્માને શરણમાં પડીને પ્રણામ કર્યો ત્યારે મહાત્મા બોલ્યા કે બચ્ચા પ્રભુ કલ્યાણ કરેગા પછી સરવણ હાથ જોડીને વિનંતી કરે છે કે આપ દેવ છો અત્યારથી મારા ગુરૂ છો, મને ઉપદેશ આપો મારે માતપિતા છે તે અંધ છે, ત્યારે મહાત્મા બોલ્યા કે બચ્ચા માતપિતાની સેવા કરવાથી મોક્ષ મીલતા હે. જાવ માતપિતાની સેવા કરજો. ત્યાંથી શ્રવણ આગળ ચાલ્યો.

---

### રાગ—ચોહર

ત્યાંથી શ્રવણ ચાલી નીકળ્યો રે, ગયો સુથારીને ઘેર મારા
વાલા ત્યાથી શ્રવણ

ભાઈ સુથારી તું મારો વીર, કાવડ કરી આપો એક બાવન વીર
કાવડમાં પાડજો સારો રે ઘાટ, મહીં બેસે મારી માને રે
બાપ. ત્યાંથી શ્રવણુ
ત્યાંથી ગયો રંગારીને ઘેર મારા વાલા. ત્યાંથી શ્રવણુ
ભાઇ કાવડ રંગી આપો એક બાવન વીર
જોજો રંગાય નહિ પોલીરે બાપ મહીંરે દેખાય મારી માને
રે બાપ. ત્યાંથી શ્રવણુ.
આવ્યો પોતાને ઘેર મારા વાલા. ત્યાંથી.
માતપિતાને પાયે રે લાગ્યો બંને બેસો કાવડની માંય
વારે વારે કહું વીનવી રે. ત્યાંથી.

---

ત્યારે શ્રવણુનાં માતપિતા બોલ્યાં કે બેટા સરવણુ અમે બંને આંધળાં છીએ, અને તું કહે છે કે ચાલો તીરથ કરવા જઇએ માટે હમે શી રીતે પગે ચાલીએ, ત્યારે શ્રવણુ બોલ્યો, કે તમારે પગે ચાલવાનું નથી, હું કાવડ ઘડીને તૈયાર લાવ્યો છું, તેમાં બેસી જાવ. પછી તેજ કાવડ હું ખભે લઇશ અને તમને તીરથ કરાવીશ માતપિતાની સેવા તે પુત્રનો ધર્મ છે. ત્યારે શ્રવણુનાં માતપિતા બોલ્યાં કે એટલું બધું વજન શી રીતે લઇને ચાલીશ ત્યારે શ્રવણુ બોલ્યો કે પ્રભુની કૃપા વડે મહાત્માના વચન વડે સઘળાં કાર્યો સીદ્ધ થશે. પછી બંને કાવડમાં બેઠાં તેમને લઇને ખભે કાવડ ભરવીને તીરથ કરવા ચાલ્યાં.

રાગ ચોહુર.

ત્યાંથી સરવણ ચાલી નીકળ્યા તીરથ કરવા ચાલીયારે.

ખભે કાવડ લઈ ચાલ્યા કષ્ટ સેવા તેણે આદરીરે.

ત્યાંથી શ્રવણ ચાલી નીકળ્યા.

પાંચ દિવસે તે પ્રમાણે ચાલ્યા આવ્યા અયોધ્યાની પાસરે.

ત્યાંથી.

અંધ માબાપોને તરસોરે લાગી ભાઈરે શ્રવણ પાણી પાવરે.

ત્યાંથી.

આંબાને વૃક્ષે કાવડ ભરવી પાણી ભરવા શ્રવણ ચાલીયોરે.

ત્યાંથી.

ઘોર રાત્રીને સુંદીર સરીતા જળરે હલાવી પાણી ભરીયુંરે.

ત્યાંથી.

---

આ સરિતાના કિનારા ઉપર દશરથ રાજા શિકાર કરવા આવ્યા હતા અને ત્યાં બેઠા હતા. જેવું શ્રવણે પાણી ભર્યું તેનો ખખડાટ રાજા દશરથના કાનમાં પડયો કે આ કોઈ જાનવર છે તે પાણી પીવે છે. તેમ વિચાર કરી ભાથામાંથી ધનુષ કાઢયું.

સાખી

ધનુષનો ટંકાર કરી ફેંક્યું ત્યાંથી બાણ,
જ્યાં શ્રવણ પાણી ભરે વાગ્યું રૂદીયા માંય.

સાખી.

રામ રામ મુખે કહે પડયો પૃથ્વી નિર્વાણ,
અંધ માબાપ મારાં છે તેને પાણી કો પાવ

સાખી.

દશરથે વિચાર કર્યો રામ ભક્ત મરાયો આજ,
વેગે વહેલા દોડીયા આવ્યા શ્રવણ પાસ.

સાખી.

ભુલથી મરાયો ભક્ત પ્રભુ કરજો એની સહાય,
ત્યારે શ્રવણ બોલીયો અંધ માબાપને પાણી પાવ.

એટલે રાજા દશરથે તેના હૃદયમાં વાગેલું બાણ બહાર ખેંચી કાઢયું. ત્યારે શ્રવણ બોલ્યો કે હે પ્રભુ મારાં માબાપ અંધ છે તે અંહીથી થોડે છેટે છે. તેમને આ જળ લઈ જઈને જલદીથી પાવ. ત્યારે દશરથ કહે છે કે ભાઈ ભલેથી હું પાઈશ.

---

સાખી.

હે રામ હે રામ બોલીયો દેહથી છોડયો પ્રાણ,
માત પિતાની સેવા કરી ઉતર્યો ભવજળ પાર.

---

એમ કહી શ્રવણે પોતાના દેહથી પ્રાણ છોડયો. માત પિતાની સેવા એ અડસઠ તીરથનું ફળ છે. એમ શાસ્ત્ર કહે છે. તેથી શ્રવણ મુરણ પદને પામ્યો.

દશરથ રાજાએ જળની તુંબી લીધી અને ત્યાંથી ચાલી નીકળ્યા જે રસ્તેથી શ્રવણ આવ્યો હતો તે રસ્તે દશરથ રાજા શ્રવણને પગલે પગલે ચાલી નીકળ્યા આંબાને વૃક્ષે છેટેથી કાવડ જોઈ એટલે દોડીને દશરથ રાજા ત્યાં જઈ પહોંચ્યા અને વિના બોલે સંતવંતદેવના ખોળામાં જળની તુંબી મુકી ત્યારે શ્રવણના પિતા બોલ્યા કે બેટા શ્રવણ તું કેમ બોલતો નથી. બસ હવે તો હે શ્રવણ તું બોલીશ ત્યારેજ પાણી પીશું. ત્યારે દશરથ રાજાએ વિચાર કર્યો. અને આંખમાં આંસુનાં નીર આવ્યાં અને ગદ્ગદ કંઠે થઈ રાજા દશરથ કહેવા લાગ્યા કે આપનો શ્રવણ આ પાપીના હાથથી ધનુષથી મરાયો અને હું અયોધ્યાનો રાજા દશરથ છું. તે તમને પાણી પાઉં છું. તે પીઓ. ત્યારે શ્રવણનાં માત પિતા બોલ્યાં કે શું શ્રવણ મરાયો એમ કહી નિસાસો નાખ્યો હે શ્રવણ હે શ્રવણ હે શ્રવણ હે શ્રવણ તારા વિના અમારી સેવા કોણ કરશે. મુર્છાધીન થઇ પૃથ્વી ઉપર પડયાં.

---

## સાખી

શ્રવણ મરાયો સાંભળી અંતર ઉઠી જવાળ,
શ્રવણ તારૂં સુખ તે કહેતાં ન આવે પાર.

## રાગ સાખી

વગડે મુકયાં એકલાં પુત્રે છોડયો પ્રાણ,
સેવા હમારી કોણ કરે પ્રભુ કરજો તારી સહાય.

ત્યારે રાજા દશરથ બોલ્યા કે તમે મારા માત પિતાની સમાન છો તમારી સેવા હું કરીશ એટલે શ્રવણનાં માત પિતાએ રાજા દશરથને શ્રાપ દીધો.

---

સાખી

શ્રાપ દીધો શોકથી જજો પુત્ર વિયોગે પ્રાણ,
આ કથા સૌ સાંભળી મુખે બોલ્યા શ્રીરામ.
શ્રવણ કેરૂં આખ્યાન ગાજો નરને નાર,
માત પિતાની સેવા કરી ઉતરો ભવજળ પાર.

---

શ્રવણનાં માત પિતા દેહથી પ્રાણ છોડી પ્રભુ પદને પામ્યાં.

સાખી

મેલારામ કહે કરગરી જે કરશે તેવી સેવ,
પુરણ પદને પામશે તેમાં નહિ સંદેહ.

દુહો.

શ્રોતા જન શ્રવણ કરી કરજો તેવું કામ,
માત પિતાની સેવા કરી ઉતરજો ભવની પાર.

---

પછી આ ત્રણેની દેહને રાજા દશરથે વિધિપુર્વક અગ્નિ સંસ્કાર કર્યો તે ત્રણેની ચિત્તા એકજ કરી હતી.

સીયાવર રામચંદ્રકી જે.

——(૦)——

દૃષ્ટાન્ત.

## પોપટ અને હુડો.

એક હુડો એક સુંદર ઝાડ ઉપર બેઠો હતો. ત્યાં થઇને એક પોપટ જતો હતો. તે પોપટે તે હુડાને તે ઝાડ ઉપર બેઠેલો જોયો, ત્યારે તે પોપટ તેની પાસે જઈને બેઠો ત્યારે તેણે હુડાને કહ્યું કે ભાઈ તું અહીં કેમ બેઠો છું તેથી તેણે કહ્યું કે ભાઈ મારા અને તારા બન્નેમાં કંઇક તફાવત છે નહિ મને તારા જેવું સુખ પણ કયાંથી હોય, તું તો રાજા રજવાડામાં ગામડામાં અને શહેરમાં સર્વે ઠેકાણેનું સુખ ભોગવે છે, પણ હું તો ઝાડ ઉપર બેસી ને ટાઢ, તાપ અને વરસાદ વેઠું છું, મને તારાં કરતાં ઘણુંજ વધું દુઃખ છે. ત્યારે પોપટે કહ્યું કે ભાઇ તારે મારા જેવું સુખ જોઇએ છીએ, તું મારી સાથે ચાલ હું તને મારા જેવો કરી દઉં અને તને સર્વ લોક ચાહે એવો બનાવું. આ સાંભળી હુડો ખુશ ખુશ થઈ ગયો, અને બોલ્યો કે ભાઇ તેમ કરો તો હું તમારો ઉપકાર કદી પણ ભુલીશ નહિ. ત્યારે તો પોપટ બોલ્યો કે ભાઇ હું તને સુખી કરવાને રાજી છું. પણ તારે ગળે કાંઠલો નથી, તેને બદલે તું કાળો લીટો કરી લે, હુડાએ ના પાડી તેથી પોપટે કહ્યું કે, ભાઈ ભલે તું મારી સાથે ચાલ અને મારૂં સુખ જો. હુડો તેની સાથે ચાલ્યો, પોપટનું પાંજરૂં આવ્યું. તેમાં હુડાને બેસાડયે, અને કહ્યું કે ભાઈ તું કંઈપણ બોલીશ નહિ,

તેણે કહ્યું, કે ભલે નહિ બોલું ત્યાંથી પોપટે રજા લીધી. અને જતો રહ્યો એટલામાં તે ઘરના માણસો પોપટ સારૂ સારૂં સારૂં પકવાન તે પોપટ છે, એમ ધારીને મુકયું પણ પછી તેને ઓળખ્યો. કે આતો હુડો પેસી ગયો ને પોપટ ચાલી ગયો. આથી તે હુડાને તે પાંજરામાંથી મારીને કાઢી મુકયો. આથી તે હુડો પોપટ ઉપર ગુસ્સે થયો, ને ત્યાંથી ચાલતો થયો. પછી તે ઝાડ ઉપર જઇને બેઠો, ત્યાં પોપટ પણ હતો. તેણે તેને કહ્યું, કે ભાઇ કેમ મારૂં સુખ જોયું કેવું છે ત્યારે તેણે કહ્યું કે પકવાન મુકીને પટાવે અને લાકડી મારી નસાડે, તેવું તમારૂં સુખ છે. ત્યારે પોપટે કહ્યું કે હું તને કહેતો હતો કે ભાઇ તું તારે ગળે લીટો કર. તે તેં ન માન્યું માટે તારે નાસી આવવું પડયું, પણ તું કહે તો તને ત્યાંજ રહેવાનું કરી આપું, ત્યારે હુડે કહ્યું કે, ભાઈ હજી તારે બાકી રહ્યું હોય તો, તેમ કરી લે આથી પોપટે તેને ગળે કાંઠલા રૂપી લીટો કર્યો, અને કહ્યું કે ચાલ હુડો તેની સાથે ગયો, એક રાજાના દરબારમાં એક પોપટ હતો તેને આ પોપટે કહ્યું, કે ભાઇ તું આ પોપટ રુપી હુડાને આપણું સુખ કેવું છે. તે જોવા દે આથી તે પોપટ બહાર નીકળ્યો, અને હુડાને અંદર પેસાડયો પછી તેનો માલીક તેને ખાવાનું આપવા આવ્યો. હુડો રાજી

થયો કે બરાબર છે, હું ટેટા અને બીજી ફળફળાદી ખાતો હતો તે મુકીને મારે પકવાન તથા બીજી વસ્તુઓ ખાવાની મળી, તે માણસ મુકીને ચાલી ગયો. હુડાએ આનંદથી તે રસોઈ ખાધી, અને પોપટનો આભાર માન્યો તેને રાજા રજવાડામાં એ પોપટ છે, એમ માનીને તેની ચાકરી કરે છે. પછી એક દિવસ પોપટ આવ્યો; તેણે કહ્યું કે કેમ ભાઇ મારૂં સુખ કેવું છે, ત્યારે તેણે કહ્યું કે ફુલ અને ટેટા પડતા મુકીને પકવાન ખાય તેવું તમારુ સુખ છે, તેથી પોપટ અને હુડો બંને રાજી થયા, અને હુડે પોપટનો આભાર માન્યો.

## સીદ્ધાન્ત.

પોપટ રૂપી જ્ઞાની પુરૂષ, હુડા રૂપી અજ્ઞાન પુરૂષ ઝાડ રૂપી કાયા અને કાંઠલા રૂપી કંઠી જ્યારે પોપટ રૂપી જ્ઞાની મહાત્મા એ હુડા રૂપી અજ્ઞાન મનુષ્યને કાંઠલા રૂપી કંઠી બાંધીને તેના મનમાંથી પાપ, કપટ, અને નિંદા સર્વ કાઢી નાખ્યું ત્યારે તે શુદ્ધ જ્ઞાની થઇ તરી ગયો અને જો અર્ધ જ્ઞાની હોય તો હુડાની માફક લાકડીઓ ખાવી પડે, માટે મનુષ્યે, જ્ઞાની પુરુષનું કહ્યું કરવું, તો તેના જેવા થવાય, પ્રભુ પદને પામી શકાય.

## સાખી

પોપટ તારૂં પીંજરૂં હરદમ ઝોલા ખાય,
મેઘારામ કહે માનજો મુખે હરી ગુણ ગાય.

## સાખી

કાયારૂપી પાંજરૂં પોપટ રૂપી હંસ,
મેલારામ કહે માનજો, આદી અનાદી હંસ.

શ્રી સતગુરૂ મહારાજકી જય.

ધુન. રાગ—સત્ય સત્ય ભાખીએ.

રીતી રૂદે રાખીએ હરીરસ ચાખીએ,
હરી હરી કીજીએ દુરીજનથી બીજીએ.
પોતે પહેલા કીજીએ ફરી બીજાને કીજીએ,
મારૂ તારૂ મુકીએ મીઠી વાણી કીજીએ.
દયા દીલમાં લીજીએ શા માટે ખીજીએ,
મન વશ કીજીએ જુક્તિ મુકિત સીજીએ.
મેલારામ લીજીએ સંત સેવા કીજીએ.

## મુરખા વિષે છપ્પો. ૧

મુરખ મનમાં માતો હીંડે બેસે નહિ સત્સંગમાં,
સાચા જુઠાની પરખ નહિ બોલે અભીમાનમાં
ચતુર થઇને ચુલે બેસે સમજે નહિ સાનમાં,
ખીરમાં તો મીઠું નાખે થશે બહુ સ્વાદમાં.
ભેંસ મુકી પાડે બેઠો દુધ દુવે વહાલમાં,
મેલારાંમ કહે માને નહી તો ફરે બુરા હાલમાં.

## ચોરી વિષે છપ્પો. ૨

ચોર જુઓ ચોરી કરવા જાય છે હાથે માર ખાય છે,
ઈજ્જત હીણુ થાય છે તોયે તેને ચહાય છે.
ચોરી લાવે પારકુ ધન હોંસે તેને ખાય છે,
દોષે દંડ ભોગવે પોતે પીંડ પીડાય છે.
આંબો ખોદી બાવળ બોયો મારે મોટી ફાય છે,
મેલારામ કહે ન્યાય થાય ત્યારે તેની હાર છે.

## ડફોળ વિષે છપ્પો ૩

ડફોળતો કોને કહીએ મદીરાને ચહાય છે,
મદીરામાં મસ્ત બની પૃથ્વીમાં પછડાય છે,
સૌ જન હાંસી કરે ડફોળતો દેખાય છે,
પૈસા ખોઈને પોતે બન્યો દેવાળવો દેખાય છે.
સમજુ થઈને શીખ દેતો ગાળો દેવા ધાય છે,
મેલારામ કહે માને નહી તેથી ઈજ્જત જાય છે.

## જુગારી વિષે છપ્પો. ૪

જુગારીનું જુવો કામ પાંડવ વનમાં જાય છે,
કૃષ્ણ કહ્યું માન્યું નહિ માટે પાછળથી પસ્તાય છે.
રાજગાદી પોતે હાર્યા મનમાં તે મુંઝાય છે,
દ્રૌપદીના પાંચ પતી દીલમાં તે દુભાય છે.
પંચાળીની લેવા લાજ દુર્યોધન ફુલાય છે,
મેલારામ કહે સમજે નહિ તેથી તેવું થાય છે.

## ભુવા વિષે છપ્પો ૫

ઘરમાં માંદુ થાય છે કે ભુવો બોલાવવા જાય છે
ભુવો ત્યાં તો પાટ ઢાળી એકી બેકી ગાય છે,
ભુવો કહે બકરો જોઈશું ત્યારે સારૂં થાય છે,
માતા મારી બહુ સારી તે સૌને મટી જાય છે.
એવું ઘણું ગપ્પુ ઠોકે તો દુઃખી બહુ હરખાય છે,
મેલારામ કહે માને નહીં તેથી નર્કે જાય છે.

## પામર વિષે છપ્પો ૬

સંત સેવા જાણે નહી, એનું ગાયું ગાય છે.
ચૈતનને માને નહિ ને પ્રેત પુજવા જાય છે,
કંઈક વાગે ડાખલું તો દોડી દોડી જાય છે,
અન્ન ભરે કાંઠામાંને ચકલે લઇને જાય છે,
પામર તેને જાણજો હોંસે હોંસે ખાય છે,
મેલારામ કહે નિંદે ગુરૂ તેથી ચોરાશી જાય છે.

## ભગત વિષે છપ્પો ૭

ભક્ત જન તો કોને કહીએ દયા દીલમાં થાય છે.
મનમાં મોટમ રાખે નહિં હેતે હરીગુણ ગાય છે,
સંત દેખી સામો ધસે નેને નેહ ભરાય છે,
પ્રિતે તેને પાયે લાગે રૂદે ઘણો હરખાય છે,
સતગુરૂનું સન્માન કર્યું ધન્ય તેની માય છે,
મેલારામ કહે સાને સમજે તેને સુખ થાય છે,

## ઢોંગી ભકત વિષે છપ્પો ૮

ટેટો વડનો જુઓ ભાઈ, ભગવો તે દેખાય છે.
ભીંતર ફોડી જુએ તો, ધોળો તે દેખાય છે.
ભેદ વિના ભકત થયા, કર્મે તે કુટાય છે.
મનમાં તો મોટમ લાવે મારે પ્રભુ સહાય છે.
પોતે પહેલો સમજે નહિ ને શીખ દેવા જાય છે.
મેલારામ કહે સમજ્યા વિના ઉલટી ઉપાધી થાય છે.

## સત્સંગમાં જવા વિષે છપ્પો. ૯

ચાલો જઇએ ભજનમાં દુઃખ સર્વ જાય છે
આપણે ગાઇશું હરિગુણ તેમાં સુખ થાય છે,
એ ખરૂં કે આ ખરૂં સત્સંગે સમજાય છે
સત્સંગ તે સોથી મોટો એમ વેદ ગાય છે
રૂષીરાજે સત્સંગ કીધો ધરા ઉંચી થાય છે,
મેલારામ કહે સંશય જાય ત્યારે સુખ થાય છે

## કુસંગીયા ભગત વિષે છપ્પો. ૧૦

કુસંગ તો કોને કહીએ પાડા જેવો ખાર છે
શીખી લાવે સાલીયું ને વાદે વઢવા જાય છે
વિવેકનું તો ઘર ના જાણે જેમ શ્વાન સ્વભાવ છે.
જેમ પાણી પવૈયાને તેનો તેવો હાલ છે
માંહે માંહે લડી પડયા તારૂં અહીંઆ કોણ છે
મેલારામ કહે એવા જનથી મારી તો હાર છે.

## ગપીયા વિશે છપ્પો. ૧૧

ગપીજન તો કોને કહીએ સમજે નહી સાનમાં
ડાહ્યો થઈને ડહાપણ ડોળે ફરે બધા ગામમાં
માંહે માંહે લડાવી પાડે ફરે તેના તાલમાં
વાત કરી વેગળો રહે વેર ઘાલે વહાલમાં,
હાથ આવી ઢોલકી ઠોકી બડા તાલમાં.
મેલારામ કહે ચેતી લેજો નહી તો કરે બુરા હાલમાં

## મનહર છંદ રેકતો. ૧

દ્રોબીને ન વિયોવના લેશ ન દે અનીદાન
ગણે કાષ્ટની પુતળી તે નર ભગવાન સમાન.

### શ્રી સતગુરૂ હિંમતરામ મહારાજકી જય.

રાગ—એક તારો

### ધોબી ધોબણનું ભજન.

હાલો હાલો ધોબણ ઘેર મલપતી હે જી.
ધોબી લુગડાં ધુએ સારા શહેરનાં હે જી
ધુએ દલ દરીઆમાંહી હા હા હા થાથા થૈ થૈ જુમ જુમ
જુમ હાલો.

ધોબી ધોબણે પોઢીઆં શણગારીયાં હે જી,
હાં કયાં દલ દરીયામાંહી હા હા હા થા થા થૈ થઈ જુમ
જુમ જુમ હાલો,

શાન્તીની સલ્યા ઠરાવજો હે જી
કાઢો મનડાંના મેલ હા હા હા થા થા થઇ થઇ જુમ જુમ
જુમ હાલો.

શબ્દના સાબુ લગાવજો હે જી,
કાઢો દીલડાંના મેલ હા હા હા થાં થા થઈ થઇ જુમ જુમ
જુમ હાલો.

ધોબી જુનાં ધુવેને નવાં સુકવે હે જી,
વિના સાબુને વિના પાણીએ હા હા હા થા થા થઈ થઈ
જુમ જુમ જુમ હાલો.

ધોઇ રહ્યાં તખ્ત તરવેણીના ઘાટમાં હે જી,
હમારે રામા તારો આશરો હા હા હા થા થા થઈ થઈ
જુમ જુમ જુમ હાલો.

તારા દાસનો દાસ એમ બોલીઓ હે જી,
સંતનો અમરાપુર વાસ હા હા હા થા થા થઇ થઇ જુમ
જુમ જુમ હાલો.

### શ્રી સતગુરૂ દેવકી જય

## રાજા અને ચાર રાણીનું દ્રષ્ટાંત.

એક રાજા હતો તે ઉનાળાની ગરમ ૠતુમાં મુંબઈ હવા ખાવા ગયો તે રાજાને ચાર રાણીઓ હતી. તેમનો પત્ર વહેવાર ચાલુ હતો તેમાં ત્રણ માનીતી અને એક અણમાનીતી હતી. રાજાએ મુંબઈમાં બે માસ હવા ખાધી પછી રાજા ઘેર આવવા તૈયાર થયા કે હવે એક અઠવાડીયામાં ઘેર જાઉં. એટલે રાજાએ પેતાની સર્વે રાણીઓ ઉપર કાગળ લખ્યા કે હવે હું ઘેર આવવા તૈયાર થયો છું માટે હવે તમારે

મુંબઇથી કંઈ વસ્તુ જોઇતી હોય તો કાગળ લખશો. તે કાગળ ચારે રાણીઓ ઉપર મોકલ્યા હતા તે ચારેના હાથમાં એકેક કાગળ આવ્યો, પ્રથમ પોતાની માનીતી રાણી હતી, તેણે મુંબઇથી સારામાં સારૂં અત્તર મંગાવ્યું, બીજી માનીતી હતી તેણે સારામાં સારાં ઝીણાં અને બારીક વસ્ત્રો મંગાવ્યાં, ત્રીજી રાણી હતી, તેણે સારામાં સારા દાગીના મંગાવ્યા, ચોથી રાણી અણમાનીતી હતી, તેણે વિચાર કર્યો કે સોળ શણગાર પતિ વડેજ છે, માટે મારે કોઈ વસ્તુ જોઇતી નથી, ફ્કત તમો એકલાજ શરીરે સુખી આનંદથી ઘેર આવશો એવી મારે આશા છે, એવો વિચાર કરી આખા કાગળમાં એકજ એકડો કર્યો, એકડે એક બસ, પછી કાગળ ઉપર સરનામું કર્યું, કાગળ રાજાને પહોંચ્યો. રાજાએ તમામના કાગળ વાંચ્યા. રાજાને ત્રણ કાગળની સમજણ પડી ફ્કત એકડા વાળા કાગળની સમજણ પડી નથી, રાજા વિચારમાં પડયો, કે આ શું સમજી શકાય, તે કાગળ રાજાએ પચીશ વખત વાંચ્યો, પણ સમજણ પડી નહી. પછી રાજા ચોપાટી પર ફરવા નીકળ્યા, ત્યાં તેમણે એક સધુને બેઠેલા જોયા, રાજાએ તેમને નમસ્કાર કર્યો ત્યારે સાધુ બોલ્યા કે કયું બચ્ચા દીલગીર હે, ત્યારે રાજા બોલ્યા કે મહારાજ એક કાગળની સમજ પડતી નથી, આપ જ્ઞાની છો, બને તો તેનો ભાવાર્થ મને સમજાવશો. એમ રાજા નમનતા પુર્વક બોલી હેઠે બેઠા

અને ખીસામાંથી કાગળ કાઢયો, પછી મહાત્માને આપ્યો, તે કાગળની અંદર ફક્ત એકડો એકલોજ મહાત્માએ જોયો એટલે મહાત્મા વિચાર કરવા લાગ્યા, પછી બોલ્યા કે તમારી પાસે બીજા કાગળો છે, ત્યારે રાજાએ કહ્યું કે હા મહાત્માએ કહ્યું કે એ કાગળ લાવો. બાકીના ત્રણ કાગળ હતા તે મહાત્માને આપ્યા, મહાત્માએ ચારે કાગળો વાંચ્યા પછી તેનો ભાવાર્થ સમજાવે છે કે દેખ બચ્ચા તેરે ચાર રાણીઓ છે ઉસમે તીન માનીતી હે ચોથી અણુમાનીતી હે. હે રાજા તારી ચાર રાણીની અંદર જે આ અણુમાનીતી છે, તે તમને શરીરે સુખી આનંદ લેર ઘેર બોલાવે છે, એ સીવાય તે કાગળમાં બીજી કાંઇ વસ્તુ જોઈતી નથી રાજા બોલ્યો કે બાકીની ત્રણ માનીતી રહી તે તો અત્તર વસ્ત્રો અને દાગીના માગે છે. લખ્યા પ્રમાણે રાજા લઈ જજો, તે તેમને આપજો, અણુમાનીતીને ત્યાં આપ જશો, રાજા પ્રણામ કરીને ત્યાંથી ચાલતા થયા બજારમાં આવીને લખેલી વસ્તુ તમામ ખરીદ કરી ને તે જુદી જુદી ત્રણ પેટીમાં ભરી, પછી રાજા પોતાને દેશ આવ્યા લખેલી વસ્તુઓ હતી, તે ત્રણે રાણીઓને વહેંચી આપીને અણુમાનીતીને ઘેર રાજા પોતે ગયા.

## સિદ્ધાન્ત.

સગાં સહોદર અમીર ઉમરાવ જયાં રાજા હતા, ત્યાં મીષ્ટાંન નજરાણું થવા લાગ્યું રાજા ત્યાં રૈયત, અણુમાનીતીનો

બંગલો રાજાના જવાથી આબેહુબ દેખાવા લાગ્યો. તે જોઇને માનીતી રાણીઓ વિચાર કરે છે, કે રાજા આપણે ત્યાં, ના આવ્યા તેમ સર્વે વસ્તુનો ત્યાગ કરીને એક ચિત્તે મનને પ્રભુમાં મેળવવું. તો એક પ્રભુ પધાર્યા કહેવાય તેમ અખીલ બ્રહ્માંડના કર્તા અને હરતા એ પોતે એકજ છે.

**શ્રી. સતગુરૂ દેવ મહારાજકી જય.**

**ગરબો.**

રાગ—સ્વામ છે સ્વામ છે સ્વામ છે.

ગાય છે ગાય છે ગાય છે નીત્ય પ્રભુજીના ગુણુ ગાય છે
તેને વાલોજી મારો સહાય છે, નીત્ય.
હેત કરીને જે હરી ગુણુ ગાય છે,
તેનાં જન્મ મરણુ દુઃખ જાય છે. નીત્ય.
સતગુરૂના શબ્દ કબી ના માને,
તે તો જમના હાથમાં જાય છે. નીત્ય.
ગુરૂની શીખામણુ જે કોઇ માનશે
તે ભવસાગર તરી જાય છે. નીત્ય.
ગુરૂ મેલારામ ભાવ કરીને મળીયા
દાસ ધનાને આનંદ થાય છે. નીત્ય.

## સંવત ૧૯૯૫ ની સાલના ખરડીયાનો આનંદ.

**ગરબી**

સંવત ૧૯૯૫ ની સાલજો, તીથી તો છે દશમને ગુરૂવાર જો.
ગુરૂ મેલારામ રચાવે પદ સાર જો. સંવત.

ગુરૂ મેલારામના શરણુમાં જાય જો,
તેને અતી આનંદ ઘણો થાય જો. સંવત.
જેને મળશે ગુરૂ મેલારામ જો,
તેનો થાશે વૈકુંઠપુરીમાં વાસ જો. સંવત.
મેઘરાજા તો મહેર કરીને પધારીઆ,
ગરીબ પ્રાણી ઉપર કીધી મહેર જો સંવત.
મધરાતે તો બેઠા વીષીમાંય જો,
દશ અગીયાર અને સાડા બારનો ટાઇમ જો. સંવત.
ગુરૂ મેલારામ ભાવ કરીને આવીયા,
દાસ જેસંગે આપ્યો છે વિશ્રામ જો. સંવત.
બોરસદ મધ્યે બેઠા મેલારામ જો,
શ્રાવણ સુદી દશમને ગુરૂવાર જો. સંવત
ગુરૂ મેલારામ પ્રેમ કરી રસ પાય જો,
દાસ ધનાને અતિસે આનંદ થાય જો. સંવત.

ધોળ

રાગ—જમો મારા વાલા હું તો ચંમર ઢોળું રે.

**સર્વે હરિજનો સત્ય પ્રભુ કહું જો.**

પ્રેમ વેરાગથી સતસંગ કરજો, ટેક
ભવસાગર તો સેજે તરશો. સર્વે
ગુરૂની શીખામણ રૂદેમાંહી ધરજો,
સતગુરુના સંગે નીશદીન જાજો. સર્વે.

સંતોના સંગમાં નીશદીન જાજો,
પ્રીતે કરીને પ્રભુના ગુણ ગાજો. સર્વે.
હું રે બાળક છું બુદ્ધિ ના પહોંચે
સર્વે મળીને હરીગુણ ગાજો સર્વે
હરખનાં મંગળ હેતેથી ગાજો
પીએ તેને રસ પ્રેમે કરી પાજો સર્વે
મુજરે દાસના અવગુણ ઘણા
સતગુરૂ મારા શાન્તિને દેજો સર્વે
પ્રેમ વૈરાગ વીના પ્રભુ ના રીઝે
કહે મેલારામ પ્રભુ પ્રભુ કહેજો સર્વે.



## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

## શ્રી પરમ ભકત મેલારામ કૃત કિર્તન માળા

## ભાગ ૧. મુ. બોરસદ.

ઠે. વધવાલા. પોસ્ટ બોરસદ. વાયા આણુંદ

દેશ ગુજરાત. જીલ્લે ખેડા તા. બોરસદ

પટેલ સોમાભાઈ કાળીદાસ ઠે. તંબોળીની ખડકીમાં

મુ. બોરસદ

પટેલ ભાઇલાલભાઈ પરશોતમદાસ ઠે. મહેતાજીના ફળીઆમાં

નવી ખડકી, મુ. બોરસદ.

પરમાર આશાભાઈ રણછોડભાઇ ઠે. ઓધાર વકતાની ખડકી

વડોદરીયા દરવાજે. મુ. બોરસદ

ઠાકોર ભાથીજી અકોરજી તા. સંખેડા વાયા (મીયાંગામ)

ઠે. બજારમાં બીડીની દુકાને મુ. બાધરપુર

પરમ ભક્ત મેલારામ મહારાજ ઠે. વધવાલા

મુ. બોરસદ



---

શ્રી પરમ્ ભક્ત મેઘારામનાં બનાવેલાં પદ, ધોળ ગરબી છપ્પા, શાખી કિર્તન વિગેરે, શ્રી સદ્ગુરૂ હિંમતરામ ગુરૂ સ્થાનક લખડીકુઇ, હે શ્રી ગુરૂદેવ હું આપના શરણમાં કોટી કોટી વાર નમન કરૂં છું. આપની રજાથી તેમ સંત પુરૂષના વચનથી આ કિર્તનમાળા હમોએ બનાવેલી છે તેની અંદર ભુલચુક થયી હશે, તે બાળક ઉપર કરૂણા દ્રષ્ટિ કરી માફી આપશો.